# ભારતનાં જૈન તીર્થો

## અને તેમનું શિલ્પસ્થાપત્ય

સંપાદક

સારાભાઈ મણિલાલ નવાબ

એમ. આર. એ. એસ. (લંડન)



પ્રકાશક · સારાભાઈ મણિલાલ નવાબ · નાગજીભૂધરની પોળ · અમદાવાદ

શ્રી જૈન પ્રાચીન સાહિત્યોદ્ધાર ગ્રંથાવલિ-૨૨મું પુષ્પ

# ભારતનાં જૈન તીર્થો

## અને તેમનું શિલ્પસ્થાપત્ય

સંપાદક

સારાભાઈ મણિલાલ નવાબ

એમ. આર. એ. એસ. (લંડન)



પ્રકાશક

સારાભાઈ મણિલાલ નવાબ · નાગજીભૂધરની પોળ · અમદાવાદ

વિ. સં. ૧૯૯૮ ઈ. સ. ૧૯૪૨

પ્રાપ્તિસ્થાન

સારાભાઈ મણિલાલ નવાબ · માંડવીની પોળમાં નાગજીભૂધરની પોળ · અમદાવાદ

બસો પ્રતમાં મર્યાદિત આ આવૃત્તિની

આ નકલ ______________ મી છે.



વીસ રૂપિયા



મુદ્રક · બચુભાઈ રાવત · કુમાર પ્રિન્ટરી · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ

પ્રકાશક · સારાભાઈ મણિલાલ નવાબ · માંડવીની પોળમાં નાગજીભૂધરની પોળ · અમદાવાદ

# સમર્પણ

શેઠ માણેકલાલ ચુનીલાલ શાહ, જે.પી. ને

# પ્રકાશકનું નિવેદન

મારા તરફથી ૧૯૩૨ની સાલમાં શરૂ કરેલ શ્રી જૈન પ્રાચીન સાહિત્યોદ્ધાર ગ્રન્થાવલિના બાવીશમા પુષ્પ તરીકે અને મારી સાહિત્યોપાસનાના પુરા થતા દશમા વર્ષે એ ગ્રંથાવલિની આ અંતિમ સાહિત્યકૃતિ હું જાહેર જનતા સમક્ષ મૂકું છું.

મારી સાહિત્ય પ્રવૃતિને વખતોવખત ઉત્તેજન આપીને મને આગળ ને આગળ વધારે સુંદર અને સારાં પ્રકાશનો કરવાની પ્રેરણા આપનાર શેઠ માણેકલાલ ચુનીલાલ શાહ જે. પી. નો હું જેટલો આભાર માનું તેટલો ઓછો છે. મારી સાહિત્ય કૃતિઓ પૈકીની મોટા ભાગની કૃતિઓ તેમના મારા પ્રત્યેના સદ્ભાવથી પ્રેરાઇને જે રીતે મેં તેઓશ્રીના કરકમળમાં સમર્પણ કરી છે તેજ રીતે મારી સાહિત્ય પ્રવૃતિનું આ છેલ્લું પુષ્પ પણ તેઓશ્રીનાજ કરકમળમાં સમર્પીને હાલ તુરત માટે તો હું સાહિત્યક્ષેત્રમાંથી વિદાય લેવાની ઇચ્છા રાખું છું.

મારી ઇચ્છા તો ગુજરાતના પુરાતત્વવિદ્ શ્રી જિનવિજયજીએ આ પુસ્તકના આમુખમાં દર્શાવ્યું છે તેમ ભારતભરનાં ખૂણેખૂણાંમાંના જૈનાશ્રિત સ્થાપત્યમણિઓ ક્રમે ક્રમે દશ ભાગમાં જનતા સમક્ષ મૂકવાની હતી. પરંતુ યુદ્ધકાળની ભયંકર મોંઘવારીના આવા કાળમાં જૈન સમાજના શ્રીમંત વર્ગની આ વિષય તરફની ઉપેક્ષાવૃતિના કારણે મારાં પ્રકાશનોનો જથ્થો વધી જવાને લીધે હાલ તુરતમાં તો આ પુસ્તિકા જનતા સમક્ષ મૂકીને બીજા ભાગોનો વિચાર માંડીવાળીને હાલ તુરત તો સાહિત્યક્ષેત્રમાંથી ખસી જાઉં છું.

વળી સંવત ૧૯૯૭ના અષાઢ સુદી ૨ ને તા. ૨૬–૬–૪૧ના રોજ ભારતભરનાં જૈન શ્વેતાંબર મૂર્તિપૂજકોની એકની એક પ્રતિનિધિ સંસ્થા શ્રીમાન્ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી શરૂ કરવામાં આવેલ "જૈન ડિરેકટરી વિભાગ" નાં સંચાલનનું જવાબદારીભર્યું કામ મેં સ્વેચ્છાએ ઉપાડી લીધેલું હોવાથી મારી હવે પછીની મુખ્ય પ્રવૃત્તિ એ "જૈન ડિરેકટરી" તૈયાર કરવાની જ રહેશે. એને અંગે પંજાબ, સિંધ, કચ્છ, મારવાડ તથા રાજપુતાનાના પ્રદેશના શહેરે શહેરમાં અને ગામડે ગામડે થતા પ્રવાસ દરમ્યાન મારા જોવામાં જે સ્થાપત્ય સમૃદ્ધિ આવી છે તે જોતાં તો મને એમ જ લાગે છે કે જ્યાં સુધી ભારતનાં ખૂણેખૂણે પથરાએલા એ સ્થાપત્ય રશ્મિઓનાં પુંજનું રક્ષણ કરવામાં આપણે કટિબદ્ધ નહિ થઇએ ત્યાં સુધી આપણે નવાં મંદિરો બંધાવી બંધાવીને જૈન સમાજ પર જોખમદારી વધારતા જ જઇએ છીએ. પેઢીના વહીવટદારોની ઇચ્છા તો ભારતભરનાં મંદિરોનો જીર્ણોદ્ધાર કરવાની છે જ; પરંતુ આ કાર્યક્ષેત્ર એટલું બધું વિસ્તૃત અને ઠેકાણે ઠેકાણે પથરાએલું છે કે જ્યાં સુધી પ્રત્યેક જૈન બંધુ પોતાથી યથાશક્તિ બનતી મદદ તન મન અને ધનથી નહિ કરે ત્યાં સુધી આ કાર્ય પાર પાડી શકે તેમ નથી જ.

આ પુસ્તકમાં તીર્થાધિરાજ શ્રી શત્રુંજય, ગિરનારજી, તારંગાજી, રાણકપુર, તલાજા, કદંબગિરિ, સમેતશિખરજી, પાવાપુરીજી, લખનૌ, કલકત્તા, ક્ષત્રિયકુંડ, રાજગૃહી વગેરે વગેરે પ્રસિદ્ધ જૈનતીર્થોનાં દેરાસરો તથા જિનપ્રતિમાઓનો બની શક્યો તેટલો સંગ્રહ આપવામાં આવેલો છે. તે પૈકીનાં કેટલાંક શ્રીમાન્ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી, ધી યંગ મેન્સ જૈન સોસાયટી, હિંદી સરકારનું પુરાતત્વ સંશોધન ખાતું, વડોદરા સરકારનું પુરાતત્વ સંશોધન ખાતું, તેમજ ભાવનગરના 'જૈન' પત્રની ઑફિસ તરફથી મને પુરાં પાડવામાં આવ્યાં છે, તેથી તે બધી સંસ્થાઓ તથા વ્યક્તિઓનો, બ્લૉકો બનાવવા માટે કુમાર કાર્યાલય તથા ભારત પ્રોસેસ સ્ટુડિઓનો અને આદિથી અંત સુધી છાપકામ સુંદર રીતે કરી આપવા માટે કુમાર કાર્યાલયનો આભાર માનવાની તક લઉં છું.

વળી મારી સાહિત્ય પ્રવૃત્તિ તરફ હમેશાં વાત્સલ્ય ભરી નજરે જોનાર પુરાતત્વવિદ્ શ્રી જિનવિજયજીનો આ ગ્રંથમાં પુરોવચન લખી આપવા માટે, તથા કલાપ્રેમીઓને આ ગ્રંથની પિછાન કરાવવા સારૂ મુરબ્બી શ્રી રવિશંકર રાવળે લખી આપેલી પ્રસ્તાવના માટે તેઓશ્રીનો પણ હું અંતઃકરણપૂર્ણ આભાર માનું છું.

આ પુસ્તકમાં આપેલાં ચિત્રો જૈનોનાં પૂજ્ય તીર્થંકર દેવોની મૂર્તિઓનાં અધિષ્ટાયક દેવોની મૂર્તિઓનાં તેમજ જૈનોનાં પવિત્ર સ્થાપત્યોનાં હોવાથી અને પ્રકાશક પોતે પણ જૈન હોવાથી આ પુસ્તકમાંના કોઇ પણ ચિત્ર અથવા સ્થાપત્યનો ઉપયોગ પ્રકાશકની પરવાનગી વગર જે તે કાર્ય માટે નહિ કરવા માટે આગ્રહભરી વિનંતિ છે.

આ પુસ્તકની માત્ર બસો જ નકલો છપાવવામાં આવેલી છે તેથી પ્રકાશકની પડતર કિંમત પણ પ્રકાશકના હાથમાં આવે તેમ નહિ હોવા છતાં પણ જૈન ધર્મીઓને પ્રાતઃ સમયે જુદાંજુદાં તીર્થોનાં એક જ સ્થળે દર્શન થઇ શકે તે માટે, તેમજ કલાપ્રેમી સજ્જનોને જૈનાશ્રિત સ્થાપત્યકલાનો કાંઇક ખ્યાલ આવે તે માટે જ આ પુસ્તક છાપવામાં આવેલું છે; તેથી આ પુસ્તક ખરીદનાર દરેક સજ્જનને તેને રખડતું મૂકીને અથવા જ્યાં ત્યાં ફેંકી દઇને તેની આશાતના નહિ કરવા માટે વિનંતિ છે.

**સારાભાઈ મણિલાલ નવાબ**

નાગજીભૂધરની પોળ • અમદાવાદ
તા. ૧૫-૭-૪૨ • અષાઢ સુદી ૨ ૧૯૯૮

# આમુખ

ભગવતી સરસ્વતીના ઉપાસક જૈન વિદ્વાનોએ ગત બે હજાર વર્ષમાં સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને બીજી અનેક દેશભાષાઓમાં વિવિધ વિષયો ઉપર અનેકાનેક પ્રકારની ઉત્તમ સાહિત્યિક કૃતિઓનું સર્જન કરીને ભારતના જ્ઞાનભંડારમાં અનુપમ વૃદ્ધિ કરી છે અને જિજ્ઞાસુ જનસમાજને વિશિષ્ટ પ્રકારે વિદ્યાવિભૂષિત બનાવવાની અખંડ ઉપાસના કરી છે, તેમ લક્ષ્મીદેવીના આરાધક જૈન ધનવાનોએ પણ ભારતના અનેક પ્રદેશો, નગરો, ગ્રામો, પર્વતો અને જંગલોમાં નાના પ્રકારના સ્તૂપો, સ્તંભો, ચૈત્યો, મંદિરો, દેવકુલો, વિહારો અને ધર્માગારો આદિના રૂપમાં અસંખ્ય સ્થાપત્યાત્મક કીર્તનોનું નિર્માણ કરીને ભારતીય સ્થાપત્યકલાના ઉત્કર્ષમાં અનન્ય પૂર્તિ કરી છે અને ભાવુક જનસમૂહના હૃદયોને પ્રભુભક્તિ અને પરમાત્મ–પ્રાર્થનામાં તલ્લીન થવા માટે ભવ્ય આશ્રય-સ્થાનો અને ઉપાસ્ય-રૂપકોની રચના કરવામાં અનંત દ્રવ્યવ્યય કર્યો છે. ક્રૂર કાલના પ્રભાવે અને વિદ્વેષી વિધર્મીઓના અત્યાચારે એ જૈન સ્થાપત્યનો ઘણો ભાગ નષ્ટ કરી નાખ્યો છે છતાં આજે પણ જે કાંઈ વિદ્યમાન છે તે પોતાના સ્વરૂપમાં અસાધારણ અને અપરિમિત છે. એની ગણના કરવી કઠિન છે અને એનું મૂલ્યાંકન થવું અશક્ય છે. આખાય ભારતવર્ષમાં વસતા જૈનો પાસે વર્તમાનમાં જે કાંઇ ધનસંપત્તિ હશે તેના કરતાં સૈંકડો–હજારોગણી વધારે સંપત્તિના મૂલ્યવાળા આ વિદ્યમાન જૈન સ્થાપત્ય-અવશેષો છે. જૈનોનાં આ સ્થાપત્યાત્મક કીર્તનોનો સમુચ્ચય ભારતીય કલા, સંસ્કૃતિ અને સમૃદ્ધિનાં અદ્વિતીય અલંકરણો છે. અખંડ ભારતની એ રાષ્ટ્રીય પૈતૃક સંપત્તિ છે. એ સંપત્તિનો પરિચય કરવો એ માત્ર જૈનનો જ નહિ પણ દરેક ભારતીય સંતાનનો ધર્મ અને અભિલાષ હોવો જોઇએ.

યુરોપ વગેરે દેશોમાં તો આવી દરેક સ્થાપત્યાત્મક રાષ્ટ્રીય સંપત્તિનો પરિચય કરાવનારી નાની-મોટી અનેક હેંડબુકો (પુસ્તિકાઓ) અને આલ્બમ (ચિત્રસંગ્રહ) વગેરે બહુ જ સુંદર રીતે છપાવેલી હોય છે જેમાં ઐતિહાસિક અને કલા-પરિચાયક વિવેચનોવાળાં વર્ણનો પણ સાથે આપેલાં હોય છે. આપણા દેશમાં હજી એ રીતે આપણી આ સ્થાપત્ય સંપત્તિની પ્રસિદ્ધિ કરવાનો પ્રયત્ન નથી થયો. સરકારના પુરાતત્ત્વ વિભાગ તરફથી આવી કેટલીક પ્રસિદ્ધ પ્રસિદ્ધ શિલ્પ-વિભૂતિઓના વિષયમાં, આર્કિઑલૉજીકલ વિભાગના રીપોર્ટો તેમજ પુસ્તકોમાં સચિત્ર વર્ણનો આપવામાં આવેલાં છે ખરાં, પરંતુ તે પુસ્તકો બહુ જ ભારે કીંમતનાં અને મોટાં કદનાં હોઇ સર્વ સાધારણના ઉપયોગની દૃષ્ટિએ તે નિરુપયોગી છે. ઘણાં વર્ષો ઉપર કોઇ યુરોપિયન કંપનીએ શત્રુંજયનાં કેટલાંક દૃશ્યો અને મંદિરોનાં ચિત્રોનું એક સુંદર આલ્બમ પ્રકટ કર્યું હતું જે બહુ જ આકર્ષક હતું. તે પછી આવો કોઇ પ્રયત્ન થયો હોય તો જાણમાં નથી.

આ દૃષ્ટિએ, જૈન સ્થાપત્ય અને જૈન ચિત્રશિલ્પની પ્રસિદ્ધિ માટે અનન્ય ઉત્સાહ અને અથાક પરિશ્રમ સેવનાર શ્રીયુત સારાભાઇ નવાબનો **'ભારતનાં જૈનતીર્થો અને તેમનું શિલ્પસ્થાપત્ય'** નામનો પ્રસ્તુત સંગ્રહ વધાવી લેવા લાયક છે. **'જૈન ચિત્રકલ્પદ્રુમ'** નામનું મૂલ્યવાન પુસ્તક પ્રસિદ્ધ કરીને સારાભાઈ નવાબે વિજ્ઞજનોમાં સુખ્યાતિ મેળવેલી છે અને તે પુસ્તક દ્વારા જૈન ગ્રંથભંડારોમાં છુપાએલી અમૂલ્ય ચિત્રસંપત્તિનો વિદ્વદ્વર્ગને કેટલોક અભિનવ પરિચય કરાવી, જૈન સમાજની પ્રશંસનીય સેવા બજાવી છે. સારાભાઇનો ઉત્સાહ અપૂર્વ અને પરિશ્રમ પ્રચંડ છે. એમની ઇચ્છા તો ભારતના ખૂણેખૂણામાં આવેલા દરેક જૈન મંદિર અને શિલ્પકૃતિને સુંદર રીતે પ્રસિદ્ધિમાં લાવવાની છે. પણ એ કાર્ય, યથેષ્ટ સાધનવિહીન એક વ્યક્તિની શક્તિ બહારનું હોઈ, **'શુભેયથાશક્તિયતનીયં'** એ ન્યાયાનુસાર એમણે હાલમાં આ એક સ્વલ્પ પ્રયત્નાત્મક પ્રસ્તુત સંગ્રહ પ્રકાશિત કરવાનો આરંભિક ઉદ્યોગ કર્યો છે જે યોગ્ય આવકારને પાત્ર છે.

**જિનવિજય**

# પ્રસ્તાવના

ભારતનાં જૈનતીર્થો અને તેમના શિલ્પસ્થાપત્યનો સંચય અને પરિચય રજૂ કરીને તેના સંપાદકે ગુજરાતની અનુપમ સેવા બજાવી છે. જૈન ધર્માનુયાયીઓમાં પ્રાચીન કાળથી કળાપ્રેમ માટે કેટલો સદાગ્રહ છે તેનો પહેલો પરિચય કલ્પસૂત્રો તથા જૈન ધર્મનાં સચિત્ર ધાર્મિક પાઠગ્રંથોના ચિત્રો પરથી તૈયાર થયેલા જૈન ચિત્રકલ્પદ્રુમ નામના પુસ્તકથી મળી ચૂકયો છે. પરંતુ સ્થાપત્ય અને મૂર્તિકળાના અવશેષો વધુ સ્થાયી અને ટકાઉ સાધનોમાં રચાએલા હોવાથી ચિત્રકળા કરતાં ય પ્રાચીન કાળમાંથી તેની પરંપરાની સેરો મળી આવે છે.

આપણે જાણીએ છીએ કે બુદ્ધ ધર્મની સાથેસાથ જ જૈનધર્મની મૂર્તિકળાનો ઉદય થયો છે. એટલે પ્રત્યેક સમયના ઉપલબ્ધ કલા સ્વરૂપોમાં તેનાં પણ પ્રતીકો રચાતાં આવ્યાં છે.

ભારતવર્ષમાં મૂર્તિ અને વાસ્તુકળાનો પ્રારંભ કયારથી થયો તેનો શ્રેણીબદ્ધ ઇતિહાસ કોઈ નક્કી કરી શક્યું નથી. પણ પ્રાચીન વેદિય સાહિત્યના દેવતાઓનાં સ્વરૂપોનાં વર્ણનો પરથી લાગે છે કે તેમની મૂર્તિઓનું કોઇ પણ પ્રકારનું અસ્તિત્વ હશે. ઈંદ્ર, અંબિકા વગેરે સ્વરૂપો તો અદ્યાપિપર્યંત પ્રાપ્ત છે એટલે સંભવ છે કે બૌદ્ધ તેમજ જૈન સંપ્રદાયને જે કાળે મૂર્તિ નિર્માણ કરવાની આવશ્યકતા લાગી હશે તે વખતે વિશ્વકર્માનાં કુશળ સંતાનો હરેક સ્થળે તત્પર હશે.

પાષાણયુગના કળાકારોએ પોતાના વીરો કે પિતૃઓની સ્મૃતિમાં વિચિત્ર આકૃતિવાળા ઊભા પથ્થરો પૃથ્વીના જુદાજુદા ભાગમાં ખડા કર્યા હતા અને આવી જ કોઇ વૃત્તિથી પ્રેરાઈ દેવસ્થાનોની જગ્યા પર સ્તંભો મૂકવાનો આરંભ પછીના વિકસિત યુગોમાં ઉપજ્યો હોય તે સંભવિત છે. તે સાથે મનુષ્ય અને દેવયોનિની મૂર્તિઓમાં અમૂક અમૂક તફાવત રાખવામાં આવ્યા છે.

ઇતિહાસકાળની સૌથી પુરાણી જે મૂર્તિઓ મળે છે તેમાં મગધના રાજવંશ શૈશુનાગવંશના રાજા અજાતશત્રુની મથુરા મ્યુઝિયમમાં છે. એ બુદ્ધના સમકાલીન યુગની છે. ઈ.સ. પૂર્વે ૫૫૨માં તે અધિકાર પર આવ્યા અને ઈ. સ. પૂર્વે ૫૨૫માં મૃત્યુ પામ્યા. તે મૂર્તિની ઊંચાઈ ૮'–૮" છે. એ સિવાય અજાતશત્રુના પૌત્ર અજઉદ્દીય (જેણે પાટલીપુત્ર વસાવ્યું હતું, અને જેનું મૃત્યુ ઈ. સ. પૂર્વે ૪૬૭માં થયું તે) તથા તેના બેટા નંદીવર્ધન (મૃત્યુ ઇ.સ. પૂર્વે ૪૧૮) તે બંનેની મૂર્તિઓ પટણાની પાસેથી મળેલી. હાલ તે કલકત્તા મ્યુઝિયમમાં છે. આ ત્રણે મૂર્તિઓ એક જ શૈલીની છે અને માણસથી પણ વધુ ઊંચાઈની છે. આ શૈલીનો વિકાસક્રમ ઇ.સ. પૂર્વે છઠ્ઠી શતાબ્દિથી માનવો પડશે. એ મૂર્તિઓ ભાવમૂર્તિઓ નથી. પણ જે વ્યક્તિની છે તેમનું જ વ્યક્તિ સ્વરૂપ તેમાં ખીલવવામાં આવ્યું છે. પ્રાચીનકાળના રિવાજનો એક ઉલ્લેખ એવો મળે છે કે મૃત્યુ બાદ રાજાઓની મૂર્તિ બનાવી તેને એક દેવકુલ (દેવળ)માં રાખવામાં આવતી અને ત્યાં તેની પૂજા કરવામાં આવતી. આ રિવાજમાં ઇજિપ્તના પીરામીડોમાં પોઢેલા બાદશાહોની કબરોની ઝાંખી અસર નહિ હોય?

અને એવી પ્રેરણાએ બુદ્ધ અને જિનનાં નિવાસસ્થાનો તથા ઉપદેશસ્થાનોમાં વિહારો અને ચૈત્યો કરવાની પ્રણાલી આવી હશે. વિતરાગી મહાપુરુષો પોતાની મૂર્તિઓ કે ચિત્રો કરાવી પૂજવાનું કદી ન જ કહે, પણ તેના ઉપદેશકોએ, સાધકોનાં મન સ્થિર કરી ધ્યાન દ્વારા આધ્યાત્મિક ભૂમિકા પર લઈ જવાને આસનસ્થ યોગી સ્વરૂપો—બુદ્ધ ભગવાન કે જિન ભગવંતો—ની મૂર્તિઓ કલ્પવાનું અને તેની પ્રતિષ્ઠા કરવાનું યોગ્ય ધાર્યું હશે. તેથી એ મૂર્તિઓમાં વ્યક્તિવિશેષ સ્વરૂપને બદલે ભાવનાત્મક આકૃતિઓ જ મૂખ્યતઃ મળી આવે છે.

બીજી ધ્યાન ખેંચે તેવી હકીકત, મૂર્તિઓનાં મંદિરો વિષે એ છે કે બુદ્ધ કે જિન ભગવંતોની મૂર્તિઓના વિકાસ સાથે જ તેનો ઇતિહાસ સંકળાએલો નથી. આજે મંદિરોનું જે વાસ્તુસ્વરૂપ આપણે જોઇએ છીએ તેનો સંબંધ બૌદ્ધકાલીન સ્તૂપો, વિહારો કે ચૈત્યો સાથે કેવી રીતે મેળ ખાય છે તેનો તર્ક રસમય થશે.

બૌદ્ધ ધર્મને વેગ આપનાર સમ્રાટ્ અશોકના સમયના સ્તૂપ અથવા ગુફામંડપો જ મળી આવે છે. આ સ્તૂપનિર્માણનો પ્રારંભ પણ વૈદિક કાળમાં શબ અથવા શબની ભસ્મ ઉપર જે ગોળાકાર ટીંબો કરી દેવામાં આવતો તેનો વિકાસ માત્ર છે. તેના આરંભિક રૂપમાં ઉલટા કટોરા જેવો આકાર કરી ઉપર વચ્ચોવચ્ચ એક વૃક્ષ રોપવામાં આવતું અને તેના રક્ષણ માટે ચારે તરફ ફરતી વાડ કરવામાં આવતી. જૈન સૂત્રોમાં અર્હતોના સ્તૂપોની ચર્ચા છે જે બૌદ્ધ ધર્મની પહેલાં જૈન અર્હતો માટે કરવામાં આવતા. બૌદ્ધ કે જૈન સ્તૂપોમાં કોઈ પણ જાતનું અંતર નહોતું.

અશોકના સમયમાં ઉપરની આકૃતિમાં વિશેષતા એ થઇ કે સાદી વાડને બદલે ચારે તરફ સરસ ઘડતરવાળી વેડી બની અને ઉપર વૃક્ષને બદલે છત્ર આવ્યું. વેડીની ચારે દિશાએ ચાર તોરણપ્રવેશો બન્યાં. આથી સ્થાનની ભવ્યતા વધી, પણ સ્તૂપનું મૂળ સ્વરૂપ એનું એ રહ્યું.

આ સ્તૂપો અને આજનાં બ્રાહ્મણ શૈલીનાં મંદિરોને કાંઇ પણ સંબંધ હોઈ ન શકે, કારણકે મંદિરો મૃતક નિમિત્તે નહોતાં પણ દેવતાઓના નિમિત્તે બાંધવામાં આવતાં હતાં.

ગુફાઓની રચના ટૂંકમાં વિચારીએ તો એક મોટો ખંડ અને તેની ચારે તરફ નાનીનાની ઓરડીઓ હોય છે; એટલે કે બૌદ્ધ અને જૈન ધર્મના પ્રવર્તક વિરક્ત મહાત્માઓની કૂટિના જેવી જ તેમાં સગવડ હોય છે. મોટો ખંડ ઉપદેશ કે વ્યાખ્યાન મંડપ અને નાની ઓરડીઓ તેમના આરામ કે સાધન અર્થે. ભગવાન બુદ્ધની ગંધકૂટિનું વર્ણન મળે છે તે પરથી એ વાતનું સમર્થન થાય છે.

મંદિરની બાંધણીને જો આ ગુફાઓ સાથે કાંઈ પણ સંબંધ હોય તો તે એટલો જ કે આગળનો મંડપ દર્શનાર્થે આવેલા ભક્તો માટે અને અંદરનો નાનો ખંડ કે ગર્ભમંદિર દેવસ્થાન તરીકે હોય છે. છતાં મંદિર-વાસ્તુ બૌદ્ધ વાસ્તુથી ભિન્ન છે. ગુફા અને સ્તૂપ યથાક્રમ સંતોના વિશ્રામ કે નિવાસસ્થાન છે; મંદિર દેવતાઓનું નિવાસસ્થાન છે, તેથી તેની ઉપરનાં શિખર વગેરે વૈભવનાં નિદર્શક છે. મંદિરસ્થાપત્ય અશોકની પહેલાંથી પણ હતું એવું જણાય છે.

ચાણક્યના અર્થશાસ્ત્રમાં નગરમાં જુદાજુદા દેવતાઓ માટે મંદિર કેવાં કરવાં જોઇએ તેનું વિધાન છે, એટલે કે ચાણક્યની પહેલાંથી મંદિરની પ્રથા ચાલતી હશે. પાણિનિ (ઈ. સ. પૂર્વે ૮૦૦)ના સમયમાં કૃષ્ણપૂજા હતી અને ચંદ્રગુપ્તના કાળમાં પણ તે હતી.

ઘણી વાતો પરથી બ્રાહ્મણ સંપ્રદાયના મંદિરવિધાનને એક પ્રાચીનતર સ્વતંત્ર વિકાસ માનવાને કારણ મળે છે. મંદિરવાસ્તુનું સૌથી પ્રધાન અંગ શિખર છે જે પર્વતો ઉપરથી લેવામાં આવ્યું છે. મેરૂ, મંદર, કૈલાસ વગેરે પર્વતો દેવતાઓના મુખ્ય નિવાસ છે. તે સાથે પર્વતોમાં વસતા ગંધર્વો, કિન્નરો, અપ્સરાઓ આદિની સૃષ્ટિ પણ મંદિરમાં નિર્માણ પામી છે. બ્રાહ્મણ ગ્રંથોમાં તો ખાસ કહેવામાં આવ્યું છે કે મંદિરો પર અપ્સરાઓ, સિદ્ધો અને નકશીઓ હોવી જ જોઇએ. આવાં અલંકરણોનાં વાસ્તુમાં એવી ચુસ્ત રૂઢિ પડી ગઈ કે વાસ્તુરચયિતાઓ તેને કાઢી જ ન શકતા. એટલે જ્યારથી બૌદ્ધ અને જૈન સંપ્રદાયમાં પોતાનાં પવિત્ર સ્મૃતિચિહ્ન બનાવવાનો પ્રચાર થયો ત્યારે પણ ભવનો અને મંદિરો પર એવા અલંકારો ન હોય તો તે પવિત્ર અને ધાર્મિક મનાતાં નહિ. એ કારણે ત્યાગ અને સંયમની મૂર્તિઓની પૂજા કરવા માટે પણ અનેક વૈભવપૂર્ણ મંદિરો અસ્તિત્વમાં આવ્યાં. આથી મંદિરો અને શિલ્પકળાનાં બાહ્ય રૂપો જોતાં તેને કોઈ એક જાતિ કે

સંપ્રદાયના અંગત આવિર્ભાવ રૂપે ગણતાં તેની કલાચર્ચા યથાર્થતા પામતી નથી. પ્રત્યેક મંદિર અને શિલ્પની રૂપભાવના તથા કારીગરી પ્રધાનતઃ તે કાળે દેશમાં મળી આવતા કુશળ કર્મકારોને જ આભારી છે. તેના આશ્રયદાતાઓ ધનિકો હોય કે ધર્માચાર્યો હોય કે અન્ય કોઇ હોય, પણ કળા અને કારીગરીનું શ્રેય તો વિશ્વકર્માનાં એ સંતાનોને જ ઘટે છે, જેમણે અનેક સૈકાઓ વીત્યા છતાં, તેમને આશ્રય આપનારાઓનો પ્રભાવ અને ભાવનાવૈભવ શિલ્પની અશબ્દ રૂપાવલિમાં અમર કર્યો છે.

ભારતના પ્રાંતે પ્રાંતે આ કળાવીરોની વેલો ખૂબ પાંગરેલી છે. બિહારના ભુવનેશ્વર અને કોણાર્ક, બુંદેલખંડનું ખજુરાહો, ઉજ્જયિની ને ધારાનગર, મથુરા, નાલંદા ને બનારસ તથા દક્ષિણના ચૌલુક્ય, હોયશાલ અને ચૌલ રાજ્યોની શિલ્પસમૃદ્ધિનાં અપૂર્વ વૈવિધ્યથી ભારત જગતનું આશ્ચર્ય બન્યું છે.

ગુજરાતનું સ્થાપત્ય અને શિલ્પ એ બધા અનેક રાજકીય અને ધાર્મિક પ્રવાહોનું પ્રૌઢ અને સમૃદ્ધ વારસદાર છે. પણ ગુજરાતની સાંસ્કૃતિક સરહદો આજની રાજકીય સીમાઓના આધારે ઓળખનારા ભૂલ ખાય એવો સંભવ છે. તેથી કલાચર્ચામાં તેને રાજસ્થાની મંડળ કહેવામાં આવે છે. એટલે ગુજરાત, માળવા, મારવાડ ને મેવાડથી માંડીને છેક પૂર્વ ખાનદેશ સુધી ગણીએ એટલા પ્રદેશમાં એક જ પ્રકારની શિલ્પકલ્પના પ્રવર્તે છે. મોઢેરા અને ચંદ્રાવતીનો વારસો રાણકપુરમાં ઊતરેલો દેખાશે, તો દેલવાડામાં તે આરસની ખાનદાનીભરી જાહોજલાલી બતાવે છે. રુદ્રમહાલયના ખંડેર પરની નૃત્ય કરતી ગણમૂર્તિઓ આબુ દેલવાડાના સ્તંભો પર દેખાય છે. વીરમગામના મુનસર તળાવની આસપાસની હજાર શિવદેરીઓ અને નેમિનાથ મંદિર કે હઠીભાઈના મંદિરમાંની ચોપાસની અનેક જિનમૂર્તિઓમાં સંપ્રદાયસ્વરૂપ જુદું હોવા છતાં આરાધના અને સાધનાનો પ્રકાર એકસરખો લાગશે. રંગમંડપો, પ્રવેશદ્વારો, કમાનો આદિ બ્રાહ્મણ, જિન, સ્વામિનારાયણ ગમે તે સંપ્રદાયનાં હશે તોપણ સોમપુરા વિશ્વકર્માઓના હાથ બધે એક જ સરખા જણાશે.

આથી પ્રત્યક્ષ થાય છે કે શ્રી સારાભાઇ નવાબે આ શિલ્પસમુદાયનાં ચિત્રો પ્રાપ્ત કરી માત્ર જૈન કોમના સંસ્કારને જ ઉદ્દીપક સાધન આપ્યું છે એટલું જ નહિ, પણ તે સાથે સમગ્ર કલાકૌશલ ઉપાસક વર્ગ માટે ચિત્રદીપ પ્રકટાવ્યો છે. ગુજરાતના કારીગરોનાં ટાંકણાં અને કુશલતાને કાટ લાગતો અટકાવવાનું બિરદ તો જૈન સંપ્રદાયે જ પાળ્યું છે. અને દિલ્હી-આગ્રા બંધાયા પહેલાં છેક ચૌદમા સૈકામાં અમદાવાદની અદ્વિતીય સ્થાપત્યરચનાઓ કરનારા ગુજરાતમાંથી જ મળ્યા, તો તે જૈન મંદિરો બાંધનારાઓના જ પરિવારમાંથી. અને હજુ શું ગુજરાતના જ શિલ્પીઓએ રાણકપુર અને ગિરનારની મરામત કરી નથી?

શ્રી સારાભાઇએ આ પુસ્તકમાં જે શિલ્પચિત્રો એકઠાં કર્યાં છે તેમાં તેમણે બની શકે તેટલા પ્રાચીન કળાના નમૂના મેળવ્યા છે. એ જોયા પછી લાગશે કે બૌદ્ધકાલીન કળાના નમૂનાઓ મોટે ભાગે સામ્રાજ્યપ્રેરિત એક જ ટંકશાળની છાપવાળા છે, જ્યારે જૈન સંપ્રદાયના નમૂનાઓએ પ્રત્યેક પ્રાંતના કળાકારનો મોટા મનથી ઉપયોગ કર્યો છે અને તેમને ઉદાર આશ્રય આપ્યો છે. જૂનાગઢના ઉપરકોટની ગુફાના સ્તંભો જોશો તો લાગશે કે તેને ગુજરાતના કોઇ સ્થાપત્ય સાથે લેવાદેવા નથી. બૌદ્ધ કાલની મૂર્તિઓ પણ ઘણે ભાગે એક જ કેન્દ્રમાંથી મોકલવામાં આવી હતી એવું જણાય છે. પણ જૈન શિલ્પરચનાઓ અને મૂર્તિઓના વિવિધ પ્રકારો ગુજરાતમાં જ ઘડાયા છે એવું જ્ઞાન મળે છે.

આ પુસ્તકની ચિત્રાવલિમાં શ્રીયુત સારાભાઇનાં સ્વયંસંશોધન અને પ્રાપ્તિની પણ કેટલીક ચિત્રપ્રતિમાઓ છે. એ બધું એકત્રિત કરવામાં, સંકલિત કરવામાં અને આવું પ્રકાશન કરવામાં તેમને કેવી મુસીબતો પડે છે તે મેં પ્રત્યક્ષ નિહાળ્યું છે અને ગુજરાતની ધનાઢ્ય કોમ પોતાના જ સંપ્રદાયની

સાંસ્કારિક સેવા ઉઠાવનાર સજ્જનની સુયોગ્ય કદર કરે તે જોવા હું બહુ જ ઇંતેજાર છું. એમના જેવા કાર્યકર્તાને સારા સહાયકો, ફોટોગ્રાફરો, ચિત્રાંકન કરનારા અને દ્રવ્યયોજના કરી આપનારા હોય તો તે ગુજરાતની જૈન તેમજ ઇતર પ્રજાને હજુ પણ વિશેષ ઉપયોગી સેવા આપી શકે એવી ભાવના સેવે છે. એ ભાવના કોઈ દિવસ સફળ થાઓ.

'આપણી મૂર્તિકલા જેમાં આપણી યુગયુગની સંસ્કૃતિ અને આધ્યાત્મિકતાનો સંદેશ ભર્યો પડ્યો છે અને જે સંસારના હજારો કોસ સુધી ફૂલીફાલી હતી તે આજ આપણી ઉપેક્ષાની વસ્તુ થઈ ગઇ છે. આપણું કર્તવ્ય છે કે આપણે તેને બરાબર સમજીએ અને તેનું સંરક્ષણ તથા પુનરુજ્જીવન કરીએ.'
(ભારતીય મૂર્તિકલા) —શ્રી રાયકૃષ્ણદાસ

રવિશંકર મ. રાવળ

# વિષયાનુક્રમ


| પ્લેટ | ચિત્ર | વિષય |
|---|---|---|
| ૧ | ૧ | હસ્તચિહ્નો અને આયુધો |
| ૨ | ૨, ૩, ૪ | જુદીજુદી જાતના આયાગપટોની તકતીઓ–મથુરા |
| | ૫ | ચરણપાદુકા ,, |
| ૩ | ૬ | શ્રી પાર્શ્વનાથજી ,, |
| | ૭ | શ્રી ઋષભદેવજી ,, |
| ૪ | ૮ | શ્રી મહાવીરસ્વામી–ક્ષત્રિયકુંડ |
| | ૯ | શ્રી પાર્શ્વનાથજી–રાજગૃહી |
| ૫ | ૧૦ | શ્રી પાર્શ્વનાથજી ,, |
| | ૧૧ | ,, –ઢાંક |
| ૬ | ૧૨ | શ્રી પાર્શ્વનાથજી–અજારા |
| | ૧૩ | અજ્ઞાતદેવી ,, |
| ૭ | ૧૪ | શ્રી અંતરીક્ષ પાર્શ્વનાથજી–શ્રીપુર |
| | ૧૫ | શ્રી માણિક્યસ્વામીજી–કુલ્પાકજી |
| ૮ | ૧૬ | શ્રી પાર્શ્વનાથજી–મથુરા |
| | ૧૭ | શ્રી જિનમૂર્તિ ,, |
| | ૧૮ | ખંડિત શ્રી જિનમૂર્તિ ,, |
| | ૧૯ | શ્રી જિનમૂર્તિ ,, |
| ૯ | ૨૦ | શ્રી અજારાપાર્શ્વનાથજી–અજારા |
| | ૨૧ | યક્ષ યુગલ–મથુરા |
| | ૨૨ | હરિણૈગમેષિનાં સ્વરૂપો–મથુરા |
| | ૨૩ | ગૃહસ્થ યુગલ ,, |
| ૧૦-૧૧ | ૨૪ | શ્રી જિનમૂર્તિ–મહુડી |
| | ૨૫ | ,, ,, |
| | ૨૬ | શ્રી ઋષભદેવજી ,, |
| | ૨૭ | શ્રી પાર્શ્વનાથજી ,, |
| ૧૨ | ૨૮ | કાઉસગીયાજી–પિંડવાડા |
| | ૨૯ | શ્રી ઋષભદેવજી ,, |
| ૧૩ | ૩૦ | શ્રી પાર્શ્વનાથજી ,, |
| | ૩૧ | ,, –વાંકાનેર |
| ૧૪ | ૩૨ | શ્રી ઋષભદેવજી–પ્રભાસપાટણ |
| | ૩૩ | શ્રી ચક્રેશ્વરીદેવી અને અંબિકા |
| ૧૫ | ૩૪ | શ્રી ચક્રેશ્વરીદેવી |
| | ૩૫ | શ્રી અંબિકાદેવી–પ્રભાસપાટણ |
| ૧૬ | ૩૬ | શ્રી પાર્શ્વનાથજી (સારાભાઇ નવાબ) |
| | ૩૭ | શ્રી પાર્શ્વનાથજી (પૂરણચંદજી નહાર) |
| ૧૭ | ૩૮ | શ્રી પાર્શ્વનાથજી–ગોડીજી-મુંબાઈ |
| | ૩૯ | ચિત્ર નં. ૩૮ની મૂર્તિનો પૃષ્ઠ ભાગ |
| ૧૮ | ૪૦ | શ્રી ઋષભદેવજી–ગોડીજી-મુંબાઈ |
| | ૪૧ | ચિત્ર નં. ૪૦ની મૂર્તિનો પૃષ્ઠ ભાગ |
| ૧૯ | ૪૨ | શ્રી જિનમૂર્તિ–પાટણ |
| ૨૦ | ૪૩ | શ્રી પાર્શ્વનાથજી–ચારૂપ |
| | ૪૪ | શ્રી અવંતિપાર્શ્વનાથજી–ઉજ્જૈન |
| ૨૧ | ૪૫ | શ્રી પાર્શ્વનાથજી–ભાંડુક |
| | ૪૬ | ,, ,, |
| ૨૨ | ૪૭ | શ્રી નેમિનાથજી –શત્રુંજય |
| | ૪૮ | શ્રી અમીઝરા પાર્શ્વનાથજી ,, |
| ૨૩ | ૪૯ | શ્રી મહાવીરસ્વામીજી ,, |
| | ૫૦ | શ્રી પાર્શ્વનાથજી ,, |
| ૨૪ | ૫૧ | શ્રી શાંતિનાથજી ,, |
| | ૫૨ | શ્રી આદીશ્વરજી ,, |
| ૨૫ | ૫૩ | શ્રી સહસ્રફણા પાર્શ્વનાથજી ,, |
| ૨૬ | ૫૪ | શ્રી આદીશ્વરજી ,, |
| | ૫૫ | શ્રી પુંડરીકસ્વામી ,, |
| ૨૭ | ૫૬ | શ્રી અભિનંદનસ્વામી ,, |
| | ૫૭ | શ્રી અજિતનાથજી–તારંગા |
| ૨૮ | ૫૮ | શ્રી ચંદ્રપ્રભુસ્વામી–પ્રભાસપાટણ |
| | ૫૯ | પાષાણની પંચતીર્થી–કદંબગિરિ |
| ૨૯ | ૬૦ | સહસ્રફણા પાર્શ્વનાથ–જોધપુર |
| | ૬૧ | દાદાસાહેબ–ભાવનગર |
| | ૬૨ | શ્રી પાર્શ્વનાથજી–દેલવાડા |
| ૩૦ | ૬૩ | સમવસરણ–રાણકપુરજી |
| | ૬૪ | શ્રી પાર્શ્વનાથજી ,, |
| | ૬૫ | શ્રી પદ્માવતીદેવી–પાટણ |
| ૩૧ | ૬૬ | શ્રી જિનમૂર્તિ ,, |
| | ૬૭ | શ્રી ઋષભદેવજી ,, |
| ૩૨ | ૬૮ | શ્રી જિનમૂર્તિ–તળાજા |
| | ૬૯ | શ્રી પાષાણની ચોવીશી –પ્રભાસપાટણ |
| ૩૩ | ૭૦ | સહસ્રકૂટ–શત્રુંજય |

| પ્લેટ | ચિત્ર | વિષય |
|---|---|---|
| | ૭૧ | યાદવો સહિત શ્રી નેમિનાથજી –શત્રુંજય |
| ૩૪ | ૭૨ | વીશ વિહરમાણ જિન–રાણકપુર |
| ૩૫ | ૭૩ | શ્રી નંદીશ્વરદ્વીપ–ગિરનાર |
| | ૭૪ | વીશ વિહરમાણ તીર્થંકર ,, |
| ૩૬ | ૭૫ | શ્રી મારુદેવા, ઋષભદેવ સહિત –શત્રુંજય |
| | ૭૬ | હસ્તિપર મારુદેવા અને ભરતરાજા |
| ૩૭ | ૭૭ | શ્રી અંબિકાદેવી–પ્રભાસપાટણ |
| | ૭૮ | ધાતુના કાઉસગીયા–ગિરનાર |
| ૩૮ | ૭૯ | ષણ્મુખયક્ષ ,, |
| | ૮૦ | વિજયાયક્ષિણી ,, |
| ૩૯ | ૮૧ | શ્રી પાર્શ્વયક્ષ |
| | ૮૨, ૮૩ | શ્રી લક્ષ્મીદેવી–દીવ |
| | ૮૪ | ચોવીશ જિનમાતાનો પટ–ગિરનાર |
| ૪૦ | ૮૫ | શ્રી પાર્શ્વયક્ષ–પ્રભાસપાટણ |
| | ૮૬ | શ્રી પદ્માવતીદેવી ,, |
| ૪૧ | ૮૭ | શ્રી અંબિકાદેવી ,, |
| | ૮૮ | ,, ,, |
| ૪૨ | ૮૯ | શ્રી સરસ્વતીદેવી ,, |
| | ૯૦ | ,, ,, |
| ૪૩ | ૯૧ | શ્રી ચક્રેશ્વરીદેવી–ગિરનાર |
| | ૯૨ | એક અજ્ઞાત શિલ્પ–દીવ |
| ૪૪ | ૯૩ | શ્રી માણિભદ્રજી–પ્રભાસપાટણ |
| | ૯૪ | ,, –દીવ |
| ૪૫ | ૯૫ | શ્રી સરસ્વતીદેવી–શત્રુંજય |
| | ૯૬ | શ્રી પદ્માવતીદેવી ,, |
| ૪૬ | ૯૭ | શ્રી યક્ષેશ યક્ષ ,, |
| | ૯૮ | શ્રી કાલીદેવી ,, |
| ૪૭ | ૯૯ | શ્રી ગોમુખ યક્ષ ,, |
| | ૧૦૦ | શ્રી ચક્રેશ્વરીદેવી ,, |
| ૪૮ | ૧૦૧ | ત્રણ શ્રાવિકાઓ ,, |
| | ૧૦૨ | શ્રી જિનપ્રભસૂરી (?) ,, |
| ૪૯ | ૧૦૩ | શ્રી અમરચંદ્રસૂરી–પાટણ |
| | ૧૦૪ | શ્રી દેવચંદ્રસૂરી ,, |
| | ૧૦૫ | ગૂર્જરેશ્વર વનરાજ ,, |
| ૫૦ | ૧૦૬ | મોતીશા શેઠ અને તેઓશ્રીનાં ધર્મપત્ની–શત્રુંજય |
| | ૧૦૭ | શ્રાવક શ્રાવિકા–તળાજા |
| ૫૧ | ૧૦૮ | શ્રાવક શ્રાવિકા–કદંબગિરિ |
| | ૧૦૯ | ધર્મરાજા–શત્રુંજય |
| ૫૨ | ૧૧૦ | દેરાસરના પૂર્વ મેઘનાદ મંડપનો સ્તંભલેખ–રાણકપુર |
| | ૧૧૧ | સહદેવ, ધર્મરાજા, નકુળ |
| ૫૩ | ૧૧૨ | દ્રૌપદી, ભીમ, આચાર્ય–શત્રુંજય |
| | ૧૧૩ | સહસ્રફણા પાર્શ્વનાથ–રાણકપુર |
| ૫૪ | ૧૧૪–૧૧૫ | શ્રી રાણકપુરજીના બે શિલાલેખો–રાણકપુર |
| ૫૫ | ૧૧૬ | પૂર્વ મેઘનાદ મંડપનો લેખ-રાણકપુર |
| | ૧૧૭ | અર્જુન, શ્રી કૃષ્ણ, રુક્મિણી (?) |
| ૫૬ | ૧૧૮ | ધરણવિહાર–રાણકપુર |
| ૫૭ | ૧૧૯ | ધરણવિહાર–રાણકપુર |
| ૫૮ | ૧૨૦ | ધરણવિહાર–પૂર્વ બાજુ–રાણકપુર |
| ૫૯ | ૧૨૧ | ધરણવિહાર–પૂર્વ તથા દક્ષિણ બાજુ–રાણકપુર |
| ૬૦ | ૧૨૨ | ધરણવિહાર–દક્ષિણ મેઘનાદ મંડપનો દેખાવ–રાણકપુર |
| ૬૧ | ૧૨૩ | ધરણવિહાર–પશ્ચિમ મેઘનાદ મંડપની અંદરનો દેખાવ–રાણકપુર |
| ૬૨ | ૧૨૪ | ધરણવિહાર–પશ્ચિમ મેઘનાદ મંડપના ઘુમ્મટનો દેખાવ |
| ૬૩ | ૧૨૫ | ધરણવિહાર–પશ્ચિમ મેઘનાદ મંડપની અંદરનો દેખાવ–રાણકપુર |
| ૬૪ | ૧૨૬ | ધરણવિહાર–પશ્ચિમ મેઘનાદ મંડપના ઘુમ્મટનો દેખાવ–રાણકપુર |
| ૬૫ | ૧૨૭ | ધરણવિહાર–નૈઋત્ય ખુણાનો અંદરનો દેખાવ–રાણકપુર |
| ૬૬ | ૧૨૮ | ધરણવિહાર–અગ્નિ ખૂણાનો અંદરનો દેખાવ–રાણકપુર |
| ૬૭ | ૧૨૯ | ધરણવિહાર–મુખ્ય શિખર |
| | ૧૩૦ | દક્ષિણ મેઘનાદ મંડપની એક છતનો દેખાવ–રાણકપુર |
| ૬૮ | ૧૩૧ | શ્રી પાર્શ્વનાથજીનું દેરાસર –રાણકપુર |
| | ૧૩૨ | પશ્ચિમ બલાણકની એક છતનો દેખાવ–રાણકપુર |

| પ્લેટ | ચિત્ર | વિષય |
|---|---|---|
| ૬૯ | ૧૩૩ | પશ્ચિમ મેઘનાદ મંડપના સામરણનો દેખાવ–રાણકપુર |
| | ૧૩૪ | પશ્ચિમ બાજુના નૃત્યમંડપનો દેખાવ –રાણકપુર |
| ૭૦ | ૧૩૫ | શ્રી મક્ષીજીનું દેરાસર–માળવા |
| | ૧૩૬ | શ્રી દાદાવાડીનું દેરાસર–લખનૌ |
| ૭૧ | ૧૩૭ | શ્રી લછવાડનું નીચેનું દેરાસર –બિહાર |
| | ૧૩૮ | શ્રી ક્ષત્રિયકુંડનું પર્વત પરનું દેરાસર |
| ૭૨ | ૧૩૯ | શ્રી કંપિલાનગરી–ફરૂક્કાબાદ |
| | ૧૪૦ | શ્રી કુલ્પાકજીનું દેરાસર |
| ૭૩ | ૧૪૧ | જગતશેઠનું દેરાસર–કટગોલા |
| | ૧૪૨ | સપ્તધારાનું દૃશ્ય–રાજગિર |
| ૭૪ | ૧૪૩ | શ્રી બદ્રીદાસ બાબુનું દેરાસર –કલકત્તા |
| | ૧૪૪ | ,, ,, |
| ૭૫ | ૧૪૫ | શ્રી બદ્રીદાસ બાબુના દેરાસરની ભવ્યતા દર્શાવતું દૃશ્ય–કલકત્તા |
| | ૧૪૬ | જૈન શ્વેતાંબર દેરાસર–ગુણીયાજી |
| ૭૬ | ૧૪૭ | શ્રી જલમંદિરનું સુંદર દૃશ્ય –પાવાપુરી |
| | ૧૪૮ | મુખ્ય પ્રવેશદ્વાર સહિતનું જલમંદિરનું દૃશ્ય–પાવાપુરી |
| ૭૭ | ૧૪૯ | સીતાનાળાનો દેખાવ–સમેતશિખર |
| | ૧૫૦ | સમેતશિખર પર્વતનું એક કુદરતી દૃશ્ય |
| ૭૮ | ૧૫૧ | સમેતશિખર પર્વતની ટોચ પરનું દૃશ્ય |
| | ૧૫૨ | મુખ્ય મંદિર–સમેતશિખર |
| ૭૯ | ૧૫૩ | શ્રી પાર્શ્વનાથ પ્રભુની નિર્વાણભૂમિ |
| | ૧૫૪ | જૈન દેરાસરો સહિતનું રમ્ય દૃશ્ય –અચલગઢ |
| ૮૦ | ૧૫૫ | ધાતુનું પરિકર–પાટણ |
| | ૧૫૬ | ધાતુનું નાનું દેરાસર–પાટણ |
| | ૧૫૭ | ચાંદીનું સમવસરણ–વડોદરા |
| ૮૧ | ૧૫૮ | શ્રી જૈન કીર્તિસ્થંભ–ચિતોડગઢ |
| ૮૨ | ૧૫૯ | લાકડાના કોતરકામવાળો થાંભલો –સુરત |
| | ૧૬૦ | લાકડાનું નાનું ઘર દેરાસર–પાટણ |
| ૮૩ | ૧૬૧ | શ્રી નેમિનાથજીની જાન ,, |
| | ૧૬૨ | એક સુંદર સ્થાપત્યકામ–ચારૂપ |
| ૮૪ | ૧૬૩ | લાકડાના કોતરકામવાળી છત –પાટણ |
| | ૧૬૪ | શ્રી જૈન દેરાસર–ચારૂપ |
| ૮૫ | ૧૬૫ | શ્રી અજિતનાથનું દેરાસર–તારંગા |
| ૮૬ | ૧૬૬ | દક્ષિણ બાજુનાં સ્થાપત્યકામો ,, |
| | ૧૬૭ | શ્રી અજિતનાથના દેરાસરની પાછળનો દેખાવ–તારંગા |
| ૮૭ | ૧૬૮ | તારંગાના સુંદર શિલ્પસ્થાપત્યનો નમૂનો |
| ૮૮ | ૧૬૯ | તારંગાના શિલ્પસ્થાપત્યનું બીજું દર્શન |
| ૮૯ | ૧૭૦ | બીજી એક બાજુનાં સ્થાપત્યકામો –તારંગા |
| ૯૦ | ૧૭૧ | થોડાં વધુ સ્થાપત્યકામો–તારંગા |
| ૯૧ | ૧૭૨ | શ્રી સોમનાથના મંદિરનો એક ભાગ –પ્રભાસપાટણ |
| | ૧૭૩ | શ્રી સોમનાથના મંદિરનો બીજો ભાગ–પ્રભાસપાટણ |
| ૯૨ | ૧૭૪ | શ્રી સોમનાથના મંદિરનો ત્રીજો ભાગ –પ્રભાસપાટણ |
| | ૧૭૫ | શ્રી અજારા પાર્શ્વનાથજીનું દેરાસર –અજારા |
| ૯૩ | ૧૭૬ | સુંદર કોતરકામવાળો થાંભલો –અજારા |
| | ૧૭૭ | ચિત્ર ૧૭૬વાળા થાંભલાની બીજી બાજુ–અજારા |
| ૯૪ | ૧૭૮ | શ્રી હીરવિજયસૂરિજીની નિર્વાણભૂમિ–ઊના નજીક |
| | ૧૭૯ | સોમનાથના મંદિરનો અંદરનો ભાગ –પ્રભાસપાટણ |
| ૯૫ | ૧૮૦ | સોમનાથનાં મંદિરનાં કેટલાંક શિલ્પ |
| | ૧૮૧ | શ્રી અજયપાલનો ચોરો–અજારા |
| ૯૬ | ૧૮૨ | શ્રી સોમનાથના મંદિરનું પ્રવેશદ્વાર |
| | ૧૮૩ | શ્રી પ્રભાસપાટણનાં જૈન દેરાસરોનું સામુદાયિક દૃશ્ય–પ્રભાસપાટણ |

| પ્લેટ | ચિત્ર | વિષય |
|---|---|---|
| ૯૭ | ૧૮૪ | શ્રી ચંદ્રપ્રભુના દેરાસરનું પ્રવેશદ્વાર –પ્રભાસપાટણ |
| | ૧૮૫ | સ્થાપત્ય કામવાળા થાંભલાઓ –પ્રભાસપાટણ |
| ૯૮ | ૧૮૬ | પ્રાચીન સ્થાપત્ય કામવાળા થાંભલા–ઉપરકોટ (જૂનાગઢ) |
| | ૧૮૭ | પ્રાચીન સ્થાપત્યકામો–ઉપરકોટ |
| ૯૯ | ૧૮૮ | કોતરેલી જિનમૂર્તિ–ઉપરકોટ |
| | ૧૮૯ | મેરકવશીની ટૂકના મુખ્ય દેરાસરનું પ્રવેશદ્વાર–ગિરનાર |
| ૧૦૦ | ૧૯૦ | પ્રાચીન શિલ્પનો નમૂનો–ઉપરકોટ |
| | ૧૯૧ | શિલાઓમાંથી કોરી કાઢેલી વાવ ,, |
| ૧૦૧ | ૧૯૨ | ગિરનાર પર્વતનું પ્રવેશદ્વાર |
| | ૧૯૩ | શ્રી નેમિનાથજીનું દેરાસર–ગિરનાર |
| ૧૦૨ | ૧૯૪ | કુમારપાલની ટૂક–ગિરનાર |
| | ૧૯૫ | મેરકવશીની ટૂક પરના મંદિરમાંની એક છત–ગિરનાર |
| ૧૦૩ | ૧૯૬ | મેરકવશીની ટૂક–ગિરનાર |
| | ૧૯૭ | મેરકવશીની ટૂકની બીજી છત |
| ૧૦૪ | ૧૯૮ | બીજી કોતરેલી જિનમૂર્તિ–ઉપરકોટ |
| | ૧૯૯ | મેરકવશીની ટૂકની ત્રીજી છત –ગિરનાર |
| ૧૦૫ | ૨૦૦ | શાંતિનાથના દેરાસરનું પાર્શ્વદર્શન –ગિરનાર |
| | ૨૦૧ | શ્રી વસ્તુપાલના દેરાસરનો મંડોવર –ગિરનાર |
| ૧૦૬ | ૨૦૨ | શ્રી વસ્તુપાલના દેરાસરની છત –ગિરનાર |
| | ૨૦૩ | શ્રી શાંતિનાથજીના દેરાસરની છત –ગિરનાર |
| ૧૦૭ | ૨૦૪ | વસ્તુપાલની ટૂકનો પશ્ચિમ ભાગ –ગિરનાર |
| | ૨૦૫ | પાંચ પાંડવની દેરીનું પૃષ્ઠદર્શન –શત્રુંજય |
| ૧૦૮ | ૨૦૬ | શ્રી સંપ્રતિ મહારાજની ટૂક –ગિરનાર |
| | ૨૦૭ | શ્રી સંપ્રતિની ટૂકની જાળીઓનું શિલ્પ–ગિરનાર |
| ૧૦૯ | ૨૦૮ | સંપ્રતિની ટૂકની પશ્ચિમ બાજુનો દેખાવ–ગિરનાર |
| | ૨૦૯ | સહસાવનના રસ્તેથી મૂળનાયકની ટૂકનો દેખાવ |
| ૧૧૦ | ૨૧૦ | શ્રી રહનેમિની ટૂક–ગિરનાર |
| | ૨૧૧ | શ્રી અંબિકાજીની ટૂક ,, |
| ૧૧૧ | ૨૧૨ | શ્રી અંબિકાજીની ટૂકમાંની એક છત–ગિરનાર |
| | ૨૧૩ | કુમારપાલની ટૂકમાંની એક છત –ગિરનાર |
| ૧૧૨ | ૨૧૪ | શ્રી ગિરનારજીનાં જૈન મંદિરોનું સામુદાયિક દશ્ય |
| | ૨૧૫ | શ્રી ગિરનાર પર્વતપરનાં જૈન મંદિરો |
| ૧૧૩ | ૨૧૬ | શ્રી ગિરનારજીનાં જૈન મંદિરો |
| | ૨૧૭ | શ્રી ગિરનાર પર્વતપરનાં જૈન મંદિરો |
| ૧૧૪ | ૨૧૮ | શ્રી શત્રુંજય પર્વત અને પાલીતાણા શહેર |
| | ૨૧૯ | લાકડાના દેરાસરની છત–ગુરુકુલ પાલીતાણા |
| ૧૧૫ | ૨૨૦ | સહસાગ્રવન–ગિરનાર |
| | ૨૨૧ | લાકડાનું જૈન દેરાસર–પાલીતાણા |
| ૧૧૬ | ૨૨૨ | જયતલેટી –શત્રુંજય |
| | ૨૨૩ | શ્રી પૂજ્યજીની ટૂક ,, |
| ૧૧૭ | ૨૨૪–૨૨૫ | આબુનું દેરાસર ,, |
| ૧૧૮ | ૨૨૬ | જયતલેટી ,, |
| | ૨૨૭ | નવટૂકના રસ્તે ,, |
| ૧૧૯ | ૨૨૮ | શ્રી પદ્માવતીની દેરી ,, |
| | ૨૨૯ | શ્રી ચોમુખજીની ટૂકનાં શિખરો – શત્રુંજય |
| ૧૨૦ | ૨૩૦ | નવટૂકના રસ્તે ,, |
| | ૨૩૧ | ,, ,, |
| ૧૨૧ | ૨૩૨ | શત્રુંજય પરનાં જૈનમંદિરોનો નકશો |
| ૧૨૨ | ૨૩૩ | સંપ્રતિના દેરાસરની બાજુનો ભાગ –શત્રુંજય |
| | ૨૩૪ | ચોમુખજીની ટૂકનો એક ભાગ –શત્રુંજય |
| ૧૨૩ | ૨૩૫ | બાલાભાઇ મોદીની ટૂકનું સ્થાપત્ય-કામ–શત્રુંજય |

| પ્લેટ | ચિત્ર | વિષય |
|---|---|---|
| | ૨૩૬ | ચોમુખજીની ટૂકના થાંભલાઓનું સુંદર સ્થાપત્યકામ–શત્રુંજય |
| ૧૨૪ | ૨૩૭ | પાંડવોની દેરીનો થાંભલો–શત્રુંજય |
| | ૨૩૮ | પાંડવોની દેરી ,, |
| ૧૨૫ | ૨૩૯ | શ્રી ઉજમફોઇની ટૂક ,, |
| | ૨૪૦ | શેઠ હેમાભાઈની ટૂક ,, |
| ૧૨૬ | ૨૪૧ | મોતીશા શેઠની ટૂક ,, |
| | ૨૪૨ | મોતીશાની ટૂકનું મુખ્ય દેરાસર –શત્રુંજય |
| ૧૨૭ | ૨૪૩ | મૂળ નાયકની ટૂકનો એક ભાગ |
| | ૨૪૪ | મોદીની ટૂકનું મુખ્ય દેરાસર –શત્રુંજય |
| ૧૨૮ | ૨૪૫ | શત્રુંજય પર્વત પરનાં જૈન મંદિરો |
| | ૨૪૬ | મોદીની ટૂકની એક શિલ્પાકૃતિ –શત્રુંજય |
| ૧૨૯ | ૨૪૭ | મોદીની ટૂકનો જમણી બાજુનો ગોખલો–શત્રુંજય |
| | ૨૪૮ | મોદીની ટૂકનો ડાબી બાજુનો ગોખલો–શત્રુંજય |
| ૧૩૦ | ૨૪૯ | શ્રી વિમલવસહીની ટૂકનો અંદરનો ભાગ–શત્રુંજય |
| | ૨૫૦ | શેત્રુંજી નદીનો એક દેખાવ–શત્રુંજય |
| ૧૩૧ | ૨૫૧ | શ્રી નેમિનાથજીની ચોરીની છત –શત્રુંજય |
| | ૨૫૨ | શ્રી કુમારપાલની ટૂકનો બહારનો દેખાવ–શત્રુંજય |
| ૧૩૨ | ૨૫૩ | શ્રી ઘેટીની પાગાનો બહારનો ભાગ –શત્રુંજય |
| | ૨૫૪ | શ્રી ચાંદીનો રથ ,, |
| ૧૩૩ | ૨૫૫ | મુખ્ય દેરાસરની ડાબી બાજુનું સ્થાપત્યકામ–શત્રુંજય |
| | ૨૫૬ | રાયણ પગલાં–શત્રુંજય |
| ૧૩૪ | ૨૫૭ | મુખ્ય દેરાસરની જમણી બાજુનું દૃશ્ય–શત્રુંજય |
| | ૨૫૮ | મુખ્ય દેરાસરની જમણી બાજુના થાંભલાનું શિલ્પ–શત્રુંજય |
| ૧૩૫ | ૨૫૯ | મુખ્ય દેરાસરની જમણી બાજુનું તોરણ–શત્રુંજય |
| | ૨૬૦ | મુખ્ય દેરાસરના પ્રવેશદ્વારની જમણી બાજુનું સ્થાપત્ય–શત્રુંજય |
| ૧૩૬ | ૨૬૧ | મુખ્ય દેરાસરની આગળનું ચાંદીનું દેરાસર–શત્રુંજય |
| | ૨૬૨ | ઘેટીની પાગાની દેરી–શત્રુંજય |
| ૧૩૭ | ૨૬૩ | શેત્રુંજી નદીનો બીજો દેખાવ ,, |
| | ૨૬૪ | શ્રી કદંબગિરિની નીચેનું દેરાસર –કદંબગિરિ |
| ૧૩૮ | ૨૬૫ | શ્રી કદંબગિરિ ઉપરનું દેરાસર |
| | ૨૬૬ | શત્રુંજયાવતાર–કદંબગિરિ |
| ૧૩૯ | ૨૬૭ | શ્રી તાલધ્વજગિરિ–તળાજા |
| | ૨૬૮ | શ્રી તાલધ્વજગિરિનું મુખ્ય દેરાસર –તળાજા |
| ૧૪૦ | ૨૬૯ | શ્રી તાલધ્વજગિરિની ઉપરની ટૂકનું દેરાસર–તળાજા |
| | ૨૭૦ | શ્રી પાર્શ્વનાથજી–ભાવનગર |
| | ૨૭૧ | દાદાસાહેબનું દેરાસર ,, |
| ૧૪૧ | ૨૭૨ | ચોરીવાલા દેરાસરનો આગળનો દેખાવ–જામનગર |
| | ૨૭૩ | ચોરીવાલા દેરાસરનો પાછળનો દેખાવ–જામનગર |
| ૧૪૨ | ૨૭૪–૨૭૫–૨૭૬ | ખંભાતની જુમા મસ્જિદમાંના જૈન શિલ્પો–ખંભાત |




चित्र १ हस्तचिह्नो अने आयुधो

Fig 1 Symbols and Weapons



चित्र २ श्री आयागपट • मथुरा
Fig 2 Śri Āyāgapata • Muttra



चित्र ३ श्री आयागपट • मथुरा
Fig 3 Śri Āyāgapata • Muttra



चित्र ४ श्री आयागपट • मथुरा
Fig 4 Śri Āyāgapata • Muttra



चित्र ५ चरणपादुका • मथुरा
Fig 5 Foot prints • Muttra

चित्र ६ श्री पार्श्वनाथजी · मथुरा
Fig 6 Śri Pārśvanātha · Muttra



चित्र ७ श्री ऋषभदेवजी · मथुरा
Fig 7 Śri Ṛshabhadeva · Muttra

चित्र ८ श्री महावीरस्वामी • क्षत्रियकुंड
Fig 8 Śri Mahāviraswāmi



चित्र ९ श्री पार्श्वनाथजी • राजगृही
Fig 9 Śri Pārśvanātha • Rājgir



चित्र १० श्री पार्श्वनाथजी • राजगृही
Fig 10 Śri Pārśvanātha · Rajgir



चित्र ११ श्री पार्श्वनाथजी • ढांक
Fig 11 Śri Pārśvanātha · Dhānka

चित्र १२ श्री पार्श्वनाथजी • अजारा

Fig 12 Śri Pārśvanātha · Ajārā



चित्र १३ अज्ञात देवी • अजारा

Fig 13 An Unknown Goddess · Ajārā



चित्र १४ श्री अंतरीक्षपार्श्वनाथजी - श्रीपुर
Fig 14 Śri Antariksha Pārśvanātha. Śripore



चित्र १५ श्री माणिक्यस्वामीजी - कुल्पाकजी
Fig 15 Śri Māṅikyaswāmi · Kulpākaji



चित्र १६ श्री पार्श्वनाथजी • मथुरा
Fig 16 Śri Pārśvanātha · Muttra



चित्र १७ श्री जिनमूर्ति • मथुरा
Fig 17 Jain Image · Muttra



चित्र १८ खंडित जिनमूर्ति • मथुरा
Fig 18 A Broken Jain Image · Muttra



चित्र १९ श्री जिनमूर्ति • मथुरा
Fig 19 Jain Image · Muttra



चित्र २० श्री अजाहरा पार्श्वनाथजी
Fig. 20 Śri Ajāharā Pārśvanātha - Ajārā



चित्र २२ हरिणैगमेषिनां स्वरूपो • मथुरा
Fig. 22 Different Dhyānas of Harinaigameshin - Muttra



चित्र २१ यक्ष युगल • मथुरा
Fig. 21 Yakśa with his consort Muttra



चित्र २३ गृहस्थ युगल • मथुरा
Fig. 23 Śrāvaka and Śravikā - Muttra



चित्र २४ श्री जिनमूर्ति • महुडी

Fig. 24 Jain image · Mahudi

चित्र २५ श्री जिनमूर्ति • महुडी

Fig. 25 Jain image · Mahudi



चित्र २६ ऋषभदेवजी • महुडी

Fig. 26 Śri Ṛshabhadeva · Mahudi





चित्र २७ श्री पार्श्वनाथजी • महुडी

Fig. 27 Śri Pārśvanātha · Mahudi



चित्र २८ काउसगीयाजी · पिंडवाडा (मारवाड)
Fig. 28 Jain image · Pindwārā (Mārwār)



चित्र २९ श्री ऋषभदेवजी · पिंडवाडा
Fig. 29 Śri Ṛshabhadeva · Pindwārā



चित्र ३० श्री पार्श्वनाथजी - पिंडवाडा

Fig. 30 Śri Pārśvanātha - Pindwārā



चित्र ३१ श्री पार्श्वनाथजी - वांकानेर (काठियावाड)

Fig. 31 Śri Pārśvanātha - Vānkāner (Kathiāwār)



चित्र ३६ श्री पार्श्वनाथजी (साराभाई नवाब)
Fig. 36 Śri Pārśvanātha (Sarabhai Nawab)



चित्र ३७ श्री पार्श्वनाथजी (पूरणचंदजी नहार)
Fig. 37 Śri Pārśvanātha (Pooranchandji Nahār)



चित्र ३८ श्री पार्श्वनाथजी • गोडीजी • मुंबाई
Fig. 38 Śri Pārśvanātha · Godiji Temple, Bombay.



चित्र ३९ चित्र नं ३८नो पाछळनो भाग
Fig. 39 Back side of fig. 38



चित्र ४० श्री ऋषभदेवजी • गोडीजी • मुंबाई
Fig. 40 Śri Ṛshabhadeva - Bombay



चित्र ४१ चित्र नं ४०नो पाछलनो भाग
Fig. 41 Back side of fig. 40



चित्र ४२ श्री जिनमूर्ति · अष्टापदजी · पाटण
Fig. 42 Jain image · Ashtāpadaji temple, Pātan

चित्र ४३ श्री पार्श्वनाथजी · चारूप

Fig. 43 Śri Pārśvanātha - Chārupa near Pātan



चित्र ४४ श्री अवंतिपार्श्वनाथ · उज्जैन

Fig. 44 Śri Avanti Pārśvanātha - Ujjain



चित्र ४५ श्री पार्श्वनाथजी • भांडुक

Fig. 45 Śri Pārśvanātha - Bhānduka

चित्र ४६ श्री पार्श्वनाथजी • भांडुक

Fig. 46 Śri Pārśvanātha - Bhānduka

चित्र ५१ श्री शांतिनाथजी • शत्रुंजय

Fig. 51 Śri Śāntinātha · Śatrunjaya





चित्र ५२ श्री आदीश्वरभगवान • चौमुखजीनी ट्रंक

Fig. 52 Śri Ādiśvara · Śatrunjaya



चित्र ५३ श्री सहस्रफणा पार्श्वनाथजी • बालाभाईनी ट्रक
Fig. 53 Śri Sahasrafaṇā Pārśvanātha - Śatruñjaya

चित्र ५६ अभिनंदनस्वामी • केशवजीनायकनी ट्रक

Fig. 56 Śri Abhinandanaswāmi - Śatruñjaya





चित्र ५७ मूलनायक श्री अजितनाथजी • तारंगा

Fig. 57 Śri Ajitanāthaji - Tārañgā Hill

चित्र ५८ श्री चंद्रप्रभुस्वामी · प्रभासपाटण

Fig. 58 Śri Chandraprabhu - Prabhāsapātaṇ



चित्र ५९ पाषाणनी पंचतीर्थी · कदंबगिरि

Fig. 59 Panchatīrthī of stone - Kadaṁbagiri (Kathiawar)



चित्र ६० सहस्रफणापार्श्वनाथ · जोधपुर
Fig. 60 Sahasrafaṇā Pārśvanātha · Jodhpur



चित्र ६१ दादासाहेब · भावनगर
Fig. 61 Dādāsaheb · Bhāvnagar



चित्र ६२ श्री पार्श्वनाथजी · देलवाडा (काठियावाड)
Fig. 62 Śri Pārśvanātha · Delwārā (Kathiawar)



चित्र ६३ समवसरण · राणकपुरजी

Fig. 63 Samavasaraṇa - Rāṇakpur



चित्र ६४ श्री पार्श्वनाथ

Fig. 64 Śri Pārśvanātha



चित्र ६५ श्री पद्मावती देवी · पाटण

Fig. 65 Goddess Padmāvati - Pātaṇ



चित्र ६६ श्री जिनमूर्ति - पाटण
Fig. 66 An image of Jina - Pāṭaṇ



चित्र ६७ श्री ऋषभदेवजी - पाटण
Fig. 67 Śri Ṛshabhadeva - Pāṭaṇ

चित्र ७० सहस्रकूट · शत्रुंजय
Fig. 70 Sahasrakuṭa - Śatrunjaya




चित्र ७१ यादवो सहित श्री नेमिनाथजी · शत्रुंजय
Fig. 71 Śri Neminātha with Yādavas - Śatrunjaya



चित्र ७२ वीश विहरमाण जिन • राणकपुर
Fig. 72 Twenty present Tirthaṅkaras · Rāṇakapur




चित्र ७३ श्री नंदीश्वरद्वीप - गिरनार

Fig. 73 Śri Nandiśvara-dveepa - Girnār




चित्र ७४ वीश विहरमाण तीर्थंकर - गिरनार

Fig. 74 Twenty present Tirthaṅkaras - Girnār



चित्र ८१ पार्श्वयक्ष
Fig. 81 Pārśvayakṣa

चित्र ८२,८३ श्री लक्ष्मीदेवी • दीव (काठियावाड)
Fig. 82,83 Goddess Lakṣmi · Dīv (Kathiāwār)

चित्र ८४ चोवीश जिनमातानो पट • गिरनार
Fig. 84 The Tablet of twenty-four Jina Mothers · Girnār



चित्र ८७ श्री अंबिकादेवी • प्रभासपाटण

Fig. 87 Goddess Aṁbikā - Prabhāspātaṇ



चित्र ८८ श्री अंबिकादेवी • प्रभासपाटण

Fig. 88 Goddess Aṁbikā · Prabhāspātaṇ

चित्र ९१ श्री चक्रेश्वरीदेवी • गिरनार

Fig 91 Śri Chakreśvarī - Girnār





चित्र ९२ एक अज्ञात शिल्प • दीव (काठियावाड)

Fig 92 An unknown image - Diva



चित्र ९९ श्री गोमुख यक्ष • शत्रुंजय
Fig. 99 Gomukh Yakṣa - Śatruñjaya

चित्र १०० श्री चक्रेश्वरीदेवी • शत्रुंजय
Fig. 100 Goddess Cakreśvari - Śatruñjaya



चित्र १०१ त्रण श्राविकाओ · शत्रुंजय
Fig. 101 Three Śrāvikās · Śatruñjaya

चित्र १०२ श्री जिनप्रभसूरी (?) · शत्रुंजय
Fig. 102 Śri Jinaprabhasūrī (?) · Śatruñjaya



चित्र १०३ श्री अमरचंद्रसूरी - पाटण
Fig. 103 Śri Amarcandrasuri - Pātaṇ



चित्र १०४ श्री देवचंद्रसूरी - पाटण
Fig. 104 Śri Devacandrasuri - Pātaṇ



चित्र १०५ गूर्जरेश्वर वनराज
Fig. 105 Vanarāj, the king of Gujarāt - Pātaṇ



चित्र १०८ श्रावक श्राविका · कदंबगिरि

Fig. 108 Śrāvaka, Śrāvikā - Kadambagiri (Kathiawar)

चित्र १०९ धर्मराजा · शत्रुंजय

Fig. 109 Dharmarājā - Śatruñjaya



चित्र ११० देरासरना पूर्वमेघनाद मंडपनो स्तंभलेख - राणकपुर

Fig. 110 Inscription on Pillar - Rāṇakpur



चित्र १११ सहदेव, धर्मराजा, नकुळ

Fig. 111 Sahadeva, Dharmarājā and Nakuḷa

चित्र ११२ द्रौपदी, भीम, आचार्य · शत्रुंजय

Fig. 112 Draupadi, Bhīma and Ācārya · Śātruñjaya



चित्र ११३ श्री सहस्रफणा पार्श्वनाथ · राणकपुर

Fig. 113 Śri Sahasrafaṇā Pārśvanātha



चित्र ११४–११५ श्री राणकपुरजीना मुख्य देरासरजीनी कोळीना जमणी तथा डाबी बाजुना थांभला उपरना शिलालेखो

Fig. 114–115 Inscriptions on the pillars at Rāṇakpur



चित्र ११६ पूर्वमेघनाथ मंडपना पाट उपरनो शिलालेख
Fig. 116 Inscription on a stone at Rāṇakpur

चित्र ११७ अर्जुन, श्री कृष्ण, रुक्मिणी (?)
Fig. 117 Arjuna, Śri Kṛṣṇa and Rukmiṇī(?)



चित्र ११८ श्री धरणविहार-उत्तर तथा पश्चिम बाजुनो देखाव

Fig. 118 North-west view of Śri Dharaṇvihār - Rāṇakpur



चित्र ११९ धरणविहार–उत्तर तथा पश्चिम बाजुनो देखाव
Fig. 119 Dharaṇvihār–North-west view with Dharmaśālā - Rāṇakpur



चित्र १२० धरणविहार–पूर्व बाजुनो बहारनो देखाव
Fig. 120 East view of Dharaṇvihār - Rāṇakpur (Marwar)



चित्र १२१ धरणविहार–पूर्व तथा दक्षिण बाजुनो देखाव
Fig. 121 Dharaṇvihār–A South–east view - Rāṇakpur



चित्र १२२ धरणविहार–दक्षिण मेघनाद मंडपनो देखाव · राणकपुर (मारवाड)
Fig. 122 Dharaṇvihār–A view of south Meghanāda maṇḍapa · Rāṇakpur



चित्र १२३ धरणविहार–पश्चिम मेघनाद मंडपनी अंदरनो देखाव

Fig. 123 Dharaṇvihār–Interior of west Meghanāda maṇḍapa - Rāṇakpur

## ચિત્ર પ્લેટ ૩૪

**ચિત્ર ૭૨** વીશ વિહરમાન જિનઃ રાણકપુરના ધરણવિહારની ફરતી ભમતીમાં એક નાના દેરાસરમાં આ વિહરમાન જિનનું શિલ્પકામ આવેલું છે.

## ચિત્ર પ્લેટ ૩૫

**ચિત્ર ૭૩** શ્રી નંદીશ્વર દ્વીપ: ગિરનાર પર્વત પરના મુખ્ય દેરાસરની ભમતીમાં આ શ્રી નંદીશ્વર દ્વીપનો સફેદ આરસનો પટ આવેલો છે. પટની જમણી બાજુના નીચેના ભાગમાં આ પટ ઘડાવનાર વ્યક્તિની તથા ડાબી બાજુએ તેમની સ્ત્રીની રજૂઆત કરીને શિલ્પીએ તે પટની ઐતિહાસિકતા પુરવાર કરવા પ્રયત્ન કરેલ છે. *

**ચિત્ર ૭૪** વીશ વિહરમાન તીર્થંકર: ગરનાર પર્વત પરની ભમતીમાં આ સફેદ આરસનો નાનો વીશ વિહરમાન તીર્થંકરનો પટ આવેલો છે. આ પટની નીચે સંવત ૧૨૯૦નો લેખ નીચે પ્રમાણે છેઃ

**सं [०] १२९० आषाढ सु[०]८ सोमे प्राग्वाट ठ० राजपाल ठ० नंदमति सुत महं० धांधल तस्य भार्या महं० सिरी ॥**

## ચિત્ર પ્લેટ ૩૬

**ચિત્ર ૭૫** શ્રી મારૂદેવા ઋષભદેવ સહિત: શત્રુંજય પર્વત પર આવેલી શ્રી મોતીશા શેઠની ટૂકમાં મૂળનાયકના દેરાસરની સામેના પુંડરીકસ્વામીના દેરાસરની બહારના ભાગમાં આવેલા એક ગોખલામાં પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ પોતાની માતા મારૂદેવાના ખોળામાં સૂતેલા છે. આવી રીતનું શિલ્પ હું જાણું છું ત્યાં સુધી આ પહેલું જ છે. આરસ પણ બહુ જ સુંદર અને ચકચકિત છે.

**ચિત્ર ૭૬** હસ્તિ પર મારૂદેવા અને ભરત રાજા: શત્રુંજય પર્વત પર આવેલી મોતીશા શેઠની ટૂકના મુખ્ય દેરાસરના મૂળનાયકની સામે જ આ સુંદર શિલ્પ આવેલું છે. આ પ્રસંગના વર્ણન માટે જુઓ 'જૈન ચિત્રકલ્પદ્રુમ'ના ચિત્ર ૨૧૬નું વર્ણન.

## ચિત્ર પ્લેટ ૩૭

**ચિત્ર ૭૭** શ્રી અંબિકાદેવી : પ્રભાસપાટણના સુવિધિનાથના જૈન દેરાસરમાં આ નાની ચાર હાથવાળી અંબિકાદેવીની ધાતુની મૂર્તિ આવેલી છે. જૈન મૂર્તિવિધાનશાસ્ત્રના અભ્યાસીઓને ઉપયોગમાં આવશે એમ ધારીને અત્રે રજૂ કરેલી છે. આ મૂર્તિની પાછળ ફરતો લેખ આ પ્રમાણે છેઃ

**संवत १५०६ वर्षे वैशाख सुद ६ शुक्रे श्री ओसवालज्ञातीय षट्वके गोत्रे सा० नाकर भा० गांगी सांडाडन अंबिका मूर्ति कारापितं ।**

**ચિત્ર ૭૮** ધાતુના કાઉસગીયા: ગિરનાર પર્વત પર આવેલા મુખ્ય શ્રી નેમિનાથજીના દેરાસરની આજુબાજુ ફરતી ભમતીના એક અંધારિયા ભોંયરામાં એક સુંદર કળામય ધાતુના વિશાળ પરિકર આવેલા છે. જેમાંના બે કાઉસગીયા પૈકી એકની રજૂઆત અત્રે વાચકોની જાણ ખાતર કરી છે. પરિકરની નીચે આ પ્રમાણે લેખ છેઃ

---

*(१) सं० १२८७ फागुण व[०]३ शुक्रे ठ० राजपाल राजपालसुत महं० धांधलेन बांधव उदयनबाया तथा भार्यासिरीसुत मूमा सोभा सोंहा आसपाल तथा सुताजाल्हनाल्हप्रभृति निजगोत्रमातुष श्रेयसे नंदीश्वरजिनबिंबा—

(२) नि कारापितानि ॥ बृहद्गच्छीय श्रीप्रद्युम्नसूरिशिष्य श्रीमानदेवसूरिपदप्रतिष्ठित श्रीजयानंदसूरिभिः प्रतिष्ठितानि ॥ शुभं भवतु ॥ ठ० कान्हडसुता

પટમાં જમણી બાજુ પુરુષની મૂર્તિની નીચે महं० धांधल તથા ડાબી બાજુની સ્ત્રીની મૂર્તિની નીચે महं० सिरीमूर्ति આ પ્રમાણેના અક્ષરો કોતરેલા છે.

संवत १५२३ वर्षे वैशाख सुदि १३ गुरौ श्रीवृद्धतपापक्षे श्रीगच्छनायक भट्टा० श्रीरत्नसिंहसूरीणां तथा भट्टारक उदयवल्लभसूरिणां च। उपदेशेन ठा० श्रीशाणा सा०—भव प्रमुख श्रीसंघेन श्रीविमलनाथ परिकर कारितः प्रतिष्ठिता . . . . . . . . . श्रीज्ञानसागरसूरिभिः ॥

## ચિત્ર પ્લેટ ૩૮

**ચિત્ર ૭૯** ષણ્મુખ યક્ષ: ઉપરોક્ત પરિકરની જમણી બાજુના નીચેના ભાગમાં આ યક્ષની સુરમ્ય મૂર્તિ કોતરી કાઢેલી છે.

**ચિત્ર ૮૦** વિજયા યક્ષિણી: ઉપરોક્ત પરિકરની ડાબી બાજુના નીચેના ભાગમાં તેરમા તીર્થંકર શ્રી વિમલનાથની યક્ષિણી વિજયાની આ મૂર્તિ આવેલી છે.

આવું સુંદર અને દર્શનીય શિલ્પ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના કાર્યવાહકોએ કોઈ પણ કલાપ્રેમીની નજરે ન પડી શકે એવા એકદમ અંધારિયા ભોંયરામાં કેમ નાખી મૂક્યું હશે તેની કાંઇ સમજણ પડતી નથી. આ ફોટોગ્રાફો પણ ત્યાંની જુનાગઢની શાખા પેઢીના મુનીમ શ્રીયુત સાંકળચંદભાઈના તરફથી પૂરતી સહાયતા ન મળી હોત તો ન જ લઇ શકાત. ઇચ્છું છું કે પેઢીના કાર્યવાહકો આવા બેનમૂન શિલ્પને દેરાસરની કોઈ એવી જગ્યાએ મૂકાવવાની ગોઠવણ કરશે કે જેથી કોઈપણ કલાપ્રેમી સજ્જનની નજર તરત જ તેના ઉપર પડી શકે.

## ચિત્ર પ્લેટ ૩૯

**ચિત્ર ૮૧** શ્રી પાર્શ્વયક્ષ: કાઠિયાવાડમાં આવેલા પોર્ટુગીઝ સરકારના તાબામાં આવેલા દીવ બંદરના નવલખા પાર્શ્વનાથના નામથી ઓળખાતા મુખ્ય દેરાસરમાં આ મૂર્તિ આવેલી છે.

આ મૂર્તિ પદ્માસનની બેઠકે બિરાજમાન છે. તેના બંને હાથ ઉપરાઉપરી ખોળામાં ગોઠવેલા છે અને ખભા ઉપરની બંને બાજુએ એકેક નાગની રજૂઆત શિલ્પીએ કરેલી છે, જે ચિત્રમાં સ્પષ્ટ દેખાય છે. આ મૂર્તિ જૈન મૂર્તિવિધાન શાસ્ત્રમાં એક નવો પુરાવો રજૂ કરે છે.

**ચિત્ર ૮૨, ૮૩** શ્રી લક્ષ્મીદેવી: ઉપરોક્ત દીવ બંદરના જૈન દેરાસરમાં આ બંને ધાતુની મૂર્તિઓ બિરાજમાન છે. બંને મૂર્તિની ઉપરની બંને બાજુએ એકેક હાથી છે. ચિત્ર ૮૨વાળી મૂર્તિ પદ્માસનની બેઠકે બિરાજમાન છે, જ્યારે ચિત્ર ૮૩વાળી મૂર્તિ ભદ્રાસનની બેઠકે બિરાજમાન છે. ચિત્ર ૮૨માં તેનું વાહન હાથી રજૂ કરેલું છે, જ્યારે ૮૩વાળી મૂર્તિમાં વાહન રજૂ કરેલું નથી. આ નજીવા ફેરફાર સિવાય બંને મૂર્તિઓ લગભગ સરખી જ છે.

**ચિત્ર ૮૪** ચોવીશ જિનમાતાનો પટ: ગિરનાર પર્વત પર આવેલી સગરામ સોનીની ટૂકમાં આવેલા જિનમંદિરમાં એક ભીંતને અડાડીને ઘણી જ જગ્યાએથી ઘસાઈ ગએલો આ ચોવીશ જિનમાતાનો પટ ઊભો રાખેલો છે. ચિત્ર ૭૫ વાળી જિનમાતાના મૂર્તિવિધાનમાં અને આ પટની જિનમાતાઓના મૂર્તિવિધાનમાં ફરક હોવાથી આ પટ અત્રે રજૂ કરેલો છે.

## ચિત્ર પ્લેટ ૪૦

**ચિત્ર ૮૫** શ્રી પાર્શ્વયક્ષ: પ્રભાસપાટણમાં શ્રી દાદા પાર્શ્વનાથના જિનમંદિરના ગભારાની બહારની ડાબી બાજુએ આ શ્રી પાર્શ્વયક્ષની સફેદ આરસની મૂર્તિ બિરાજમાન છે. ત્યાંના સ્થાનિક વતનીઓ આ મૂર્તિને 'ગણેશ'ની મૂર્તિ તરીકે પીછાણે છે. વાસ્તવિક રીતે આ મૂર્તિ ગણેશની નથી કારણકે ગણેશને એક દાંત હોય છે, જ્યારે આ મૂર્તિમાં બે દાંતની રજૂઆત કરીને શિલ્પીનો આશય અહીંયાં પાર્શ્વયક્ષની મૂર્તિ રજૂ કરવાનો હોય તેમ લાગે છે.

**ચિત્ર ૮૬** શ્રી પદ્માવતીદેવી: પ્રભાસપાટણના તપાગચ્છીય ઉપાશ્રયમાં પીળા પથ્થરની આ ચાર હાથવાળી તેવીશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથની શાસનદેવી શ્રી પદ્માવતીદેવીની મૂર્તિ આવેલી છે.

## ચિત્ર પ્લેટ ૪૧

**ચિત્ર ૮૭** શ્રી અંબિકાદેવી: પ્રભાસપાટણના દાદા પાર્શ્વનાથના દેરાસરના ગભારાની બહારની જમણી બાજુએ આ સુંદર શિલ્પાકૃતિ આવેલી છે. દેવીના જમણા હાથમાં આંબાની લૂંબ છે અને ડાબા હાથમાં બાળક છે. જમણા પગના ઢીંચણની બાજુના હાથમાં ફળ લઇને એક છોકરો ઊભો છે. અને ડાબા પગના ઢીંચણની નીચે તેનું વાહન કેસરી સિંહ છે. મસ્તકના ઉપરના ભાગમાં આંબાનું ઝાડ છે અને તેના મધ્યમાં જિનમૂર્તિ છે. જિનમૂર્તિની બંને બાજુએ એકેક વાંદરો કેરી ખાતો બેઠેલો છે. અંબિકાદેવીની આવી સુંદર મૂર્તિ ક્વચિત જ જોવામાં આવે છે. મૂર્તિની નીચેના ભાગમાં સંવત ૧૩૬૫નો શિલાલેખ છે.*

**ચિત્ર ૮૮** શ્રી અંબિકાદેવી: પ્રભાસપાટણના નેમિનાથના દેરાસરમાં ગભારાની બહારના ભાગમાં જમણી બાજુના ગોખલામાં આ સફેદ આરસની સુંદર શિલ્પાકૃતિ આવેલી છે. આ મૂર્તિના આયુધો તથા વાહન બરાબર ચિત્ર ૮૭ને મળતાં જ છે, છતાં બંનેનાં શિલ્પો જુદા જ પ્રકારનાં છે.

## ચિત્ર પ્લેટ ૪૨

**ચિત્ર ૮૯** શ્રી સરસ્વતીદેવી: પ્રભાસપાટણના ઉપરોક્ત દાદા પાર્શ્વનાથના દેરાસરમાં ચિત્ર ૮૭ વાળી અંબિકાદેવીની બરાબર સામેના ભાગમાં સરસ્વતીની આ ઊભી સુંદર આરસની મૂર્તિ આવેલી છે. તેના ચાર હાથ પૈકી જમણા બે હાથમાં કમળનું ફૂલ તથા માળા છે અને ડાબા બંને હાથમાં વીણા તથા પુસ્તક છે. મૂર્તિની જમણી બાજુમાં મૂર્તિ ઘડાવનાર સ્ત્રીની મૂર્તિ છે અને ડાબી બાજુના પગની આગળ તેનું વાહન હંસપક્ષી છે. સરસ્વતીની ઊભી મૂર્તિઓ બહુ જ ઓછી જોવામાં આવે છે. મૂર્તિની નીચે આ પ્રમાણેનો લેખ છે.*

**ચિત્ર ૯૦** શ્રી સરસ્વતીદેવી: પ્રભાસપાટણના બીજા જૈન દેરાસરમાં સરસ્વતીદેવીની બેઠેલી આ ચાર હાથવાળી સફેદ આરસની મૂર્તિ આવેલી છે. હાથમાંનાં આયુધો ચિત્ર ૮૯ની માફક જ છે.

## ચિત્ર પ્લેટ ૪૩

**ચિત્ર ૯૧** શ્રી ચક્રેશ્વરીદેવી: ગિરનાર પર્વત પર આવેલી વસ્તુપાલ તેજપાલની ટૂકના ડાબી બાજુના એક ગોખલામાં આ ચાર હાથવાળી ચક્રેશ્વરીદેવીની મૂર્તિ બિરાજમાન છે. તેના ઉપરના બંને હાથમાં ચક્ર છે અને નીચેના જમણા હાથમાં માળા છે તથા ડાબા હાથમાં શંખ છે. જમણા ઢીંચણની નીચે તેનું વાહન ગરુડ છે.

**ચિત્ર ૯૨** એક અજ્ઞાત શિલ્પ: દીવ (કાઠિયાવાડ)માં આવેલા જિનમંદિરનાં એક ગોખલામાં આ છૂટી શિલ્પાકૃતિ આવેલી છે. અજાયબીની વાત એ છે કે મુખ્ય સ્ત્રીની આકૃતિના ખોળામાં બેઠેલી આકૃતિ પણ સ્ત્રીની છે. આ શિલ્પ કોઈ હિંદુ શિલ્પ હોય એમ લાગે છે.

## ચિત્ર પ્લેટ ૪૪

**ચિત્ર ૯૩** શ્રી માણિભદ્રજી: પ્રભાસપાટણના તપગચ્છીય ઉપાશ્રયમાં શ્રી માણિભદ્રજીની આ મૂર્તિ આવેલી.છે. આ મૂર્તિ ઉપર તેના ભક્તજનોએ એટલું બધું તેલ અને સિંદુર ચઢાવેલું છે કે મૂર્તિના ઉપર તેના થરના થર જામી ગયેલા સ્પષ્ટ જણાઈ આવે છે.

*(१) संवत १३६५ वर्षे वैशाख वदि ५ बुधे श्री देवपत्तनवास्तव्य श्री श्रीमालज्ञातीय पितृ ठ०
(२) सोमसींहस्य मातृ गुउर (गौर) देव्याश्चपुण्याय श्री चंद्रप्रभस्वामिचैत्ये प्रवीष्टयोम माये-
(३) ण समाननीया अंबिकायामूर्तेर्जीर्णोद्धार खत्तकद्वयालंकृतया देवकु-
(४) लिकाया जीर्णोद्धारः ठ० सुहडसींहेन कारितः

* संवत १३२३ वैशाख सुदि ९

**ચિત્ર ૯૪** શ્રી માણિભદ્રજી: દીવના ઉપરોક્ત દેરાસરના મૂળનાયકના પાછળના ગોખલામાં આ માણિભદ્રજીની સફેદ આરસની મૂર્તિ આવેલી છે.

## ચિત્ર પ્લેટ ૪૫

**ચિત્ર ૯૫** શ્રી સરસ્વતીદેવી: શત્રુંજય પર્વત પર ચઢતાં જ જયતળેટીની જમણી બાજુની નાની ખાણમાં એક નાની દેરીમાં આ સરસ્વતીદેવીની ચાર હાથવાળી મૂર્તિ આવેલી છે. મૂર્તિને લેપ લાલ રંગનો કરવામાં આવેલો હોવાથી મૂર્તિ કાંઇક ભયંકર લાગે છે. વાસ્તવિક રીતે સરસ્વતીદેવીનો વર્ણ શ્વેત હોવાથી તેના કાર્યવાહકો હવે લેપ કરાવતી વખતે સફેદ દ્રવ્યોનો લેપ કરાવવાનું ખ્યાલમાં રાખશે તો તે ભવ્ય અને સૌમ્ય લાગશે એમ મારી એક નમ્ર સૂચના છે.

**ચિત્ર ૯૬** શ્રી પદ્માવતી દેવી: શત્રુંજય પર્વત પર ચઢતાં છાલાકુંડના વિશ્રાંતિ સ્થાનની જમણી બાજુની ટેકરી પર શ્રી પૂજ્યજીની ટૂકમાં ચાર હાથવાળી પદ્માવતીદેવીની આ મૂર્તિ આવેલી છે.

## ચિત્ર પ્લેટ ૪૬

**ચિત્ર ૯૭** શ્રી યક્ષેશ યક્ષ: શત્રુંજય પર્વત પર આવેલી ચોમુખજીની ટૂકમાં જતાં એક દેરાસરમાં જમણી બાજુના ગોખલામાં આ આરસની મૂર્તિ આવેલી છે.

**ચિત્ર ૯૮** શ્રી કાલીદેવી: શત્રુંજય પર્વત પર આવેલી ચોમુખજીની ટૂકમાં જતાં ઉપરોક્ત દેરાસરમાં ડાબી બાજુના ગોખલામાં આ સફેદ આરસની મૂર્તિ આવેલી છે.

## ચિત્ર પ્લેટ ૪૭

**ચિત્ર ૯૯** શ્રી ગોમુખયક્ષ: શત્રુંજય પર્વત પર આવેલી મોતીશા શેઠની ટૂકના મુખ્ય દેરાસરમાં પ્રવેશ કરવાના પગથિયાંની જમણી બાજુએ નાની દેરીમાં આ સુંદર અને ચકચકિત સફેદ આરસની મૂર્તિ આવેલી છે.

**ચિત્ર ૧૦૦** શ્રી ચક્રેશ્વરીદેવી: શત્રુંજય પર્વત પર આવેલી ચોમુખજીની સૌથી ઊંચી ટૂકમાં પ્રવેશ કરવાનાં પગથિયાંની ડાબી બાજુએ આઠ હાથવાળી તથા ગરુડના વાહનવાળી આ ચક્રેશ્વરીદેવીની સફેદ આરસની મૂર્તિ બિરાજમાન છે.

## ચિત્ર પ્લેટ ૪૮

**ચિત્ર ૧૦૧** ત્રણ શ્રાવિકાઓ: શત્રુંજય પર્વત પર આવેલા મૂળનાયક શ્રી આદીશ્વર ભગવાનના મુખ્ય દેરાસરની બહારના ભાગમાં જમણી બાજુની ભીંતમાં આ ત્રણે શ્રાવિકાની આકૃતિવાળો પથ્થર ચોટાડેલો છે.

**ચિત્ર ૧૦૨** શ્રી જિનપ્રભસૂરી (?): શત્રુંજય પર્વત પર આવેલી ચોમુખજીની ટૂકની ભમતીમાં આ સાધુ–પ્રતિમા આવેલી છે. મૂર્તિના પદ્માસનમાં લખેલો લેખ આધુનિક લાગે છે અને પછીથી કોઇ ગચ્છના મમત્વવાળા માણસે કોતરાવેલો હોય એમ લાગે છે. કારણકે શ્રી જિનપ્રભસૂરી તો ચૌદમા સૈકામાં થએલા મહાન સાધુ પુરુષ છે, જ્યારે આ ટૂકની હયાતી પણ ન હતી.

## ચિત્ર પ્લેટ ૪૯

**ચિત્ર ૧૦૩** શ્રી અમરચંદ્રસૂરી: પાટણના ટાંગડીઆ વાડાના જૈન દેરાસરમાં આ ઐતિહાસિક પુરુષની સફેદ આરસની સંવત ૧૩૪૯ * ના લેખવાળી મૂર્તિ બિરાજમાન છે. આ મહાપુરુષે પદ્માનંદ મહાકાવ્ય, અમરકોષ, લઘુ તીર્થંકર ચરિત્ર વગેરે ઘણા ગ્રંથો બનાવેલા છે.

---

* संवत् १३४९ चैत्र वदि ६ शनौ श्री वायटीयगच्छे श्री जिनदत्तसूरिशिष्यपंडित श्री अमरचंद्रमूर्तिः पं० महेंद्रशिष्यमदनचंद्राख्या (ख्येन) कारिता शिवमस्तु॥

**ચિત્ર ૧૦૪** શ્રી દેવચંદ્રસૂરી: પાટણના પંચાસરા પાર્શ્વનાથના જૈન દેરાસરમાં ગૂર્જરેશ્વર વનરાજનું પાલન કરનાર શ્રી શિલગુણસૂરીના પટ્ટ શિષ્ય શ્રી દેવચંદ્રસૂરીની આ મૂર્તિ બિરાજમાન છે.

**ચિત્ર ૧૦૫** ગૂર્જરેશ્વર વનરાજ: પાટણના ઉપરોક્ત જૈન દેરાસરની ભમતીમાં પેસતાં જ આ વીર પુરુષની સુંદર આરસની ઊભી મૂર્તિ આવેલી છે.

આ ત્રણે મૂર્તિઓ ગુજરાતના ઇતિહાસ માટે ઘણી જ ઉપયોગી છે અને ત્રણે સફેદ આરસની જ છે.

## ચિત્ર પ્લેટ ૫૦

**ચિત્ર ૧૦૬** મોતીશા શેઠ અને તેઓશ્રીનાં ધર્મપત્ની: શત્રુંજય પર્વત પર આવેલી મોતીશા શેઠની ટૂકના બંધાવનાર સુરતના વતની અને મુંબાઈના શાહસોદાગર શેઠ મોતીશા તથા તેઓશ્રીનાં ધર્મપત્નીની આ સુંદર મૂર્તિઓ મૂળનાયકના દેરાસરમાં પેસતાં જ જમણી બાજુના દરવાજાની બાજુના ભાગમાં જ જિનેશ્વરદેવની સામે ભક્તિભરી અંજલિ જોડીને ઊભેલી છે. આ બંને મૂર્તિઓ ગુજરાતના અને ખાસ કરીને જૈનોના ઇતિહાસ માટે ખાસ મહત્ત્વની છે.

**ચિત્ર ૧૦૭** શ્રાવક શ્રાવિકા: તળાજા પર્વત પર આવેલા જૈન દેરાસરના જમણા ગોખલામાં પલ્લીવાલ ગચ્છીય શ્રાવક શ્રાવિકાની સંવત ૧૪૩૭ના શિલાલેખવાળી આ મૂર્તિઓ છે.

## ચિત્ર પ્લેટ ૫૧

**ચિત્ર ૧૦૮** શ્રાવક શ્રાવિકા: કદંબગિરિના તળેટીના દેરાસરના મુખ્ય દેરાસરની ભમતીમાં પીળા પાષાણની શ્રાવક શ્રાવિકાની આ મૂર્તિઓ પંદરમા સૈકાનો પહેરવેશ રજૂ કરવા માટેનો એક સુંદર પુરાવો પૂરો પાડે છે.

**ચિત્ર ૧૦૯** ધર્મરાજા: શત્રુંજય પર્વત પર આવેલી પાંચ પાંડવની દેરીની બહારની જમણી બાજુએ સલાટોએ પાંચે પાંડવોની સુંદર મૂર્તિઓ પ્લાસ્ટરની બનાવેલી છે, તે પૈકીની આ મૂર્તિઓ છે. મધ્યમાં જમણા હાથમાં માળા તથા ડાબા હાથમાં કમંડલુ પકડીને ઊભેલા ધર્મરાજા હોય એમ લાગે છે. ધર્મરાજાની જમણી બાજુએ દ્રૌપદી હોય એમ લાગે છે અને ડાબી બાજુએ ચામરધારિણી પરીચારિકા ઊભેલી છે.

## ચિત્ર પ્લેટ ૫૨

**ચિત્ર ૧૧૦** દેરાસરના પૂર્વમેઘનાદ મંડપનો સ્તંભલેખ: રાણકપુરના મુખ્ય જૈન દેરાસરની પૂર્વ દિશાના થાંભલા પર આ સંવત ૧૬૫૧ની સાલનો લેખ કોતરેલો છે. લેખની ઉપરના ભાગમાં બે હાથ જોડીને ઊભેલી સૂત્રધાર સમલની મૂર્તિ હોય એમ લાગે છે. આ મેઘનાદ મંડપનો જીર્ણોદ્ધાર અમદાવાદની પાસે આવેલા ઉસમાનપુરાના રહીશ પોરવાડ સા૦ રાયમલના પુત્રોએ પોતાના કુટુંબની હાજરીમાં કરાવ્યાનો આ લેખમાં ઉલ્લેખ છે. *

---

*(१) ॥८०॥ संवत् १६५१ वर्षे वैशाख शु-
(२) ॥ दि १३ दिने पातसाहि श्री अकब्बर प्र-
(३) ॥ दत्तजगद्गुरुबिरुदधा [२] क परमगु-
(४) ॥ रु तपागच्छाधिराज भट्टारक श्रीह ही-
(५) ॥ रविजयसूरीणामुपदेशेन श्री राण-
(६) ॥ पुरनगरे चतुमु(र्मु)ख श्री धरणविहार श्री-
(७) ॥ मदम्ह(हम)दावाद नगरनिकटवर्त्त्युसमा-

**ચિત્ર ૧૧૧** સહદેવ, ધર્મરાજા, નકુળ : શત્રુંજય પર્વત પર આવેલી પાંચ પાંડવોની દેરીની બાજુમાં ઉપર જણાવ્યા પ્રમાણેની સલાટોએ તૈયાર કરેલી મૂર્તિઓ પૈકીના બીજા વિભાગનું આ ચિત્રદર્શન અત્રે રજૂ કરેલું છે. ચિત્રમાં અનુક્રમે ઊભેલા સહદેવ, ધર્મરાજા અને નકુળ હોય એમ લાગે છે.

## ચિત્ર પ્લેટ ૫૩

**ચિત્ર ૧૧૨** દ્રૌપદી, ભીમ, આચાર્ય : શત્રુંજય પર્વત પર ઉપરોક્ત જગ્યાએ સલાટોએ તૈયાર કરેલી શિલ્પાકૃતિઓનું ત્રીજા વિભાગનું આ ચિત્રદર્શન રજૂ કરેલું છે. ચિત્રમાં અનુક્રમે બેઠેલી સ્ત્રીઆકૃતિ દ્રૌપદીની, મધ્યમાં ગદા પકડીને ઊભેલી ભીમની તથા ભદ્રાસનની બેઠકે બેઠેલી મસ્તકની પાછળ ઓઘાવાળી આચાર્ય શ્રી ધર્મઘોષસૂરીની મૂર્તિ હોય એમ લાગે છે.

**ચિત્ર ૧૧૩** શ્રી સહસ્રફણા પાર્શ્વનાથ : રાણકપુરના ધરણવિહારની ભમતીની ભીંત પર આ શ્રમ-સાધિત શિલ્પ આવેલું છે. આનું વર્ણન હું મારા 'ભારતીય વિદ્યા'ના લેખમાં પાના ૧૯૩ પર કરી ગએલો છું.

## ચિત્ર પ્લેટ ૫૪

**ચિત્ર ૧૧૪-૧૧૫** શ્રી રાણકપુરજીના મુખ્ય દેરાસરજીની કોળીના જમણી તથા ડાબી બાજુના થાંભલા ઉપરના શિલાલેખો : રાણકપુરજીનું મુખ્ય દેરાસર બંધાવનાર ધરણાશાહ પોરવાડના વંશવારસોનો તથા મેવાડના રાણાઓનો ટૂંક ઇતિહાસ આ ચિત્ર ૧૧૪વાળા શિલાલેખમાં આપેલો છે. આ લેખ 'પ્રાચીન લેખસંગ્રહ' ભાગ બીજાના પાના ૧૬૯થી ૧૭૧ લેખાંક ૩૦૭માં પ્રગટ કરવામાં આવેલો છે. લેખનો સંવત ૧૪૯૬ છે. ચિત્ર ૧૧૫વાળા લેખોમાં જુદાજુદા સંઘપતિઓના તથા આચાર્યો-ના જુદાજુદા સમયના લેખો કોતરેલા છે.

## ચિત્ર પ્લેટ ૫૫

**ચિત્ર ૧૧૬** પૂર્વ મેઘનાદ મંડપના પાટ પરનો શિલાલેખ : રાણકપુરના પૂર્વ મેઘનાદ મંડપનો જીર્ણો-દ્ધાર કરાવનાર અમદાવાદની પાસે આવેલા ઉસમાનપુરાના પોરવાડ જ્ઞાતિના શ્રાવકો સા૦ ખેતા તથા નાયક વગેરેએ ૪૮૦૦ સોનામહોરો ખર્ચ કર્યાનો આ લેખમાં ઉલ્લેખ છે. *

---

(८) ॥ पुरवास्तव्यप्राग्व(ग्वा)ट ज्ञातीय सा० रायम-
(९) ॥ ल्भार्या वरजू भार्या सुरुपदे तत्पुत्र सा[०]
(१०) ॥ खेता सा० नायकाभ्यां सा [०] वरधादि कुटुं-
(११) ॥ बयुताभ्यां पूर्वदिग्प्रतोल्या मेघनादाभि-
(१२) ॥ धो मंडप(पः)कारितः स्वश्रेयोर्थे ॥ सूत्रधा-
(१३) ॥ र समलमंडपरिव (मेघ) नादविरचित(तः) [॥]

*(१) ॥८०॥ संवत् १६४७ वर्षे श्री फाल्गुनमासे शुक्लपक्षे ।
(२) पंचम्यां तिथौ गुरुवासरे श्री तपागच्छाधिराजपात-
(३) साह श्री अकबर [प्र] दत्तजगद्गुरुबिरुदधारक भट्टारि(र)क श्री-
(४) श्रीश्री ४ हीरविजयसूरीणामुपदेशेन । चतुर्मुख श्री धरण-
(५) विहारे प्राग्वाटज्ञातीयसुश्रावक सा० खेता नायकेन ॥
(६) वर्धापुत्र यशवंतादि कुटं(टुं)बयुतेन अष्टचत्वारिंशत् ४८ प्र-
(७) माणानि सुवर्णनांणकानि मुक्तानि पूर्वदिक् सत्कप्रतोली ।-
(८) निमित्तमिति श्री अहिमदावादपार्श्वे । उसमापुरतः ॥ श्रीरस्तु ॥

આ ચિત્ર ૧૧૦ તથા ચિત્ર ૧૧૬વાળા બંને લેખો અમદાવાદના ઇતિહાસ માટે ખાસ ઉપયોગી છે અને ઉસમાનપુરામાં તે વખતે જૈન શ્રીમાનોની હયાતિ હોવાનો પુરાવો આપે છે.

**ચિત્ર ૧૧૭** અર્જુન, શ્રીકૃષ્ણ, રૂકિમણી (?): શત્રુંજય પર્વત પર ઉપરોક્ત જગાએ સલાટોએ તૈયાર કરેલી શિલ્પાકૃતિઓનું આ ચોથું ચિત્રદર્શન છે. ચિત્રમાં અનુક્રમે ઊભેલા બાણાવળી અર્જુન, શ્રીકૃષ્ણ વાસુદેવ તથા સ્રીઆકૃતિ રૂકિમણી હોવાની સંભાવના છે.

## ચિત્ર પ્લેટ ૫૬

**ચિત્ર ૧૧૮** શ્રી ધરણવિહાર–ઉત્તર તથા પશ્ચિમ બાજુનો દેખાવ: રાણકપુરના વિશાળ મંદિરનો થોડોઘણો ખ્યાલ આ ચિત્ર આપે છે. દેરાસરની ચારે બાજુએ ગાઢ જંગલ આવેલું છે. આ ચિત્ર દૂરથી લીધેલું છે.

## ચિત્ર પ્લેટ ૫૭

**ચિત્ર ૧૧૯** શ્રી ધરણવિહાર–ઉત્તર તથા પશ્ચિમ બાજુનો દેખાવ: રાણકપુરનાં વિશાળ મંદિરની ઉપરોક્ત દિશાઓનું જ આ ચિત્ર અત્રે રજૂ કરેલું છે. આ ચિત્ર નજીકથી લીધેલું છે.

## ચિત્ર પ્લેટ ૫૮

**ચિત્ર ૧૨૦** ધરણવિહાર–પૂર્વ બાજુનો બહારનો દેખાવ: રાણકપુરના ભવ્ય દેરાસરના પ્રવેશદ્વારના પગથિયાં ચિત્રની મધ્યમાં સ્પષ્ટ દેખાય છે.

## ચિત્ર પ્લેટ ૫૯

**ચિત્ર ૧૨૧** ધરણવિહાર–પૂર્વ તથા દક્ષિણ બાજુનો દેખાવ: આ ચિત્ર પણ રાણકપુરના વિશાળ જિનમંદરની વિશાળતાનો કાંઈક ખ્યાલ આપણને આપે છે.

## ચિત્ર પ્લેટ ૬૦

**ચિત્ર ૧૨૨** ધરણવિહાર–દક્ષિણ મેઘનાદ મંડપનો દેખાવ: રાણકપુરના જિનમંદિરના ૧૪૪૪ થાંભલાઓ પૈકીના કેટલાક થાંભલાઓનાં કોતરકામો આ ચિત્રમાં સ્પષ્ટ દેખાય છે.

## ચિત્ર પ્લેટ ૬૧

**ચિત્ર ૧૨૩** ધરણવિહાર–પશ્ચિમ મેઘનાદ મંડપની અંદરનો દેખાવ: રાણકપુરનું દેરાસર ત્રણ મજલાનું હોવાથી, અંદરથી ત્રણ મજલાના એક ભાગનું ચિત્ર અત્રે રજૂ કરેલું છે.

## ચિત્ર પ્લેટ ૬૨

**ચિત્ર ૧૨૪** ધરણવિહાર–પશ્ચિમ મેઘનાદ મંડપના ઘુમ્મટનો દેખાવ: રાણકપુરના વિશાળ મંદિરના પશ્ચિમ મેઘનાદ મંડપના થાંભલાઓ, તોરણ તથા ઘુમ્મટના કોતરકામોનો કેટલોક ભાગ આ ચિત્રમાં સ્પષ્ટ દેખાય છે.

## ચિત્ર પ્લેટ ૬૩

**ચિત્ર ૧૨૫** ધરણવિહાર–પશ્ચિમ મેઘનાદ મંડપની અંદરનો દેખાવ: રાણકપુરના વિશાલ મંદિરના મંડપના ઘુમ્મટના અંદરના ભાગનું લટકતું લોલક તથા પૂતળીઓ ચિત્રમાં સ્પષ્ટ દેખાય છે.

ઘુમ્મટનું આ ચિત્ર જોતાં જ દેલવાડાનાં સુરમ્ય કોતરકામોની બરાબર નકલ કરેલી હોય તેમ સ્પષ્ટ જણાઈ આવે છે.

## ચિત્ર પ્લેટ ૬૪

**ચિત્ર ૧૨૬** ધરણવિહાર–પશ્ચિમ મેઘનાદ મંડપના ઘુમ્મટનો દેખાવ: ઘુમ્મટની પૂતળીઓના અંગભંગ સ્પષ્ટ રીતે આ ચિત્રમાં દેખાય છે.

## ચિત્ર પ્લેટ ૬૫

**ચિત્ર ૧૨૭** ધરણુવિહાર–નૈઋત્ય ખૂણાનો અંદરનો દેખાવ: આ ચિત્ર ધરણુવિહારના અંદરના વિભાગની વિશાળતાનો કાંઈક ખ્યાલ આપણને આપે છે.

## ચિત્ર પ્લેટ ૬૬

**ચિત્ર ૧૨૮** ધરણુવિહાર–અગ્નિખૂણાનો અંદરનો દેખાવ: આ ચિત્રમાં દેરાસરની અંદરના નગારખાનાના વિભાગનો સમાવેશ થાય છે. આ સ્થાપત્યકામ અમદાવાદના બાદશાહી વખતના સ્થાપત્યકામોને બરોબર મળતું આવે છે.

## ચિત્ર પ્લેટ ૬૭

**ચિત્ર ૧૨૯** ધરણુવિહાર–મુખ્ય શિખર: આ ચિત્રમાં મુખ્ય દેરાસરના મુખ્ય શિખરનો દેખાવ રજૂ કરવામાં આવ્યો છે. ચિત્ર જોતાંની સાથે જ દેરાસરની ઉપરના ત્રણ મજલા તથા તેની ઊંચાઈનો ખ્યાલ આવી જાય છે.

**ચિત્ર ૧૩૦** દક્ષિણ મેઘનાદ મંડપની એક છતનો દેખાવ: ચિત્રની મધ્યમાં કાલીયામર્દનનું દૃશ્ય શિલ્પીએ કોતરેલું છે. અને તેની ફરતી કાલીયાનાગની આઠ સ્ત્રીઓ શિલ્પીએ કોઈ અજબ રીતે કોતરેલી જણાઈ આવે છે.

આ છતનું દૃશ્ય તથા આ દેરાસરની બીજી છતોનાં દૃશ્યો અને દેલવાડા (આબુ)ના જૈન દેરાસરની છતોની અંદર કોતરેલાં હિંદુધર્મને લગતાં દૃશ્યો પરથી આપણને એટલી ખાતરી થાય છે કે ભૂતકાળના જૈનોએ પોતાની ધર્મભાવનાથી અસાંપ્રદાયિક રીતે ગુજરાતની સ્થાપત્યકલાને વિકસાવવામાં અનન્ય ફાળો આપ્યો છે.

## ચિત્ર પ્લેટ ૬૮

**ચિત્ર ૧૩૧** ધરણુવિહારની પશ્ચિમે આવેલ શ્રી પાર્શ્વનાથ ભગવાનનું દેરાસર: રાણકપુરના મુખ્ય દેરાસરની પશ્ચિમ દિશાએ આ દેરાસર આવેલું છે. આ દેરાસરના મૂળનાયક શ્રી પાર્શ્વનાથનું ચિત્ર અગાઉ ચિત્ર ૬૪ તરીકે આ પુસ્તકમાં રજૂ કરેલું છે.

આ દેરાસરની બહારની બાજુનાં સ્થાપત્યકામોમાં ભોગાસનો કોતરેલાં છે. શિલ્પથી અજ્ઞાત કોઈક માણસોએ આ આસનોના ગુહ્ય પ્રદેશો પર ચૂનો ચોટડાવીને આ જૂના સ્થાપત્યોનો નાશ કરવા પ્રયત્ન કરેલો છે. જૈન મંદિરોના બાંધકામોમાં આ સ્થાપત્યોને સ્થાન શા માટે આપવામાં આવતું હતું, તે વિષે હું વિસ્તારભયથી અત્રે ખુલાસો કરતો નથી.

**ચિત્ર ૧૩૨** પશ્ચિમ બલાણકની એક છતનો દેખાવ: ધરણુવિહારના પશ્ચિમ બલાણકની આ છતનું સ્થાપત્યકામ પાટણની સીદી સૈયદની મસ્જિદમાંથી મળી આવેલી છતના સ્થાપત્યકામ સાથે તથા શત્રુંજય પરના વિમલવસહીના જૈન દેરાસરની છતના સ્થાપત્ય કામ સાથે બરાબર મળતું આવે છે.

સીદી સૈયદની મસ્જિદના સ્થાપત્યકામના ચિત્ર માટે જુઓ The Architectural Antiquities of Northern Gujaratમાં Plate XVI.

## ચિત્ર પ્લેટ ૬૯

**ચિત્ર ૧૩૩** પશ્ચિમ મેઘનાદ મંડપના સામરણનો દેખાવ.

**ચિત્ર ૧૩૪** પશ્ચિમ બાજુના નૃત્ય મંડપનો દેખાવ: આ ચિત્રમાંનો દેખાવ પણ અમદાવાદનાં બાદશાહી સ્થાપત્યકામો સાથે બરોબર મળતો આવે છે.

આ દેરાસર પણ ગુજરાતની બરાબર સરહદ પર આવેલું છે. આ દેરાસરની ગુજરાતની સ્થાપત્યકલામાં રસ લેનાર દરેકે દરેક સજ્જનોએ એક વખત મુલાકાત લેવા જેવી છે. આ દેરા-

સર જોતાંની સાથે જ પંદરમા સૈકાના ગુજરાતી શિલ્પીઓની સ્થાપત્યકલા તથા શિલ્પકલા કેટલી બધી ફાલીફૂલેલી હશે તેનો કાંઈક ખ્યાલ આવે છે.

## ચિત્ર પ્લેટ ૭૦

**ચિત્ર ૧૩૫** શ્રી મક્ષીજીનું દેરાસરઃ માળવામાં આવેલા ઉજ્જૈન શહેરની નજીકમાં મક્ષીજી રેલવે સ્ટેશનની પાસે આ શ્વેતાંબર જૈન દેરાસર આવેલું છે. મૂળનાયક શ્રી મક્ષીજી પાર્શ્વનાથના નામથી ઓળખાય છે. આ તીર્થનો વહીવટ અમદાવાદની શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી કરે છે.

**ચિત્ર ૧૩૬** શ્રી દાદાવાડીનું દેરાસર–લખનૌઃ લખનૌમાં શ્વેતાંબર મૂર્તિપૂજકનાં ૧૪ દેરાસરો આવેલાં છે અને તેમાં સેંકડો જિનમૂર્તિઓ મોગલ સમયની છે.

આ દેરાસરોના બાંધકામોનો ખ્યાલ આપવા માટે અત્રે એક દેરાસરનું ચિત્ર રજૂ કરેલું છે.

## ચિત્ર પ્લેટ ૭૧

**ચિત્ર ૧૩૭** શ્રી લછવાડનું નીચેનું દેરાસરઃ બિહારમાં આવેલા ક્ષત્રિયકુંડ નામના ગામમાં જૈનોના ચોવીસમા તીર્થંકર શ્રી મહાવીરસ્વામીનો જન્મ થયો હતો, તે ગામ હાલ લછવાડના નામથી ઓળખાય છે અને તેની પાસેના પર્વતની ટેકરીઓ પર મહાવીરના જન્મ, ચ્યવન, દીક્ષા કલ્યાણકનાં પવિત્ર સ્થાનો છે. તે પર્વતની તળેટીમાં એક શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોની ધર્મશાળા છે. તે ધર્મશાળાની વચ્ચે આ દેરાસર આવેલું છે ચિત્રની મધ્યમાં વિશાળ દેરાસર નજરે પડે છે અને તેની ફરતો કોટ દેખાય છે અને કોટની અંદર ધર્મશાળા પણ છે.

બિહારના પ્રવાસે નીકળનાર દરેક પ્રવાસીએ આ સુંદર અને મંગળમય ભૂમિની જરૂર મુલાકાત લેવી જોઈએ.

**ચિત્ર ૧૩૮** શ્રી ક્ષત્રિયકુંડનું પર્વત પરનું દેરાસરઃ ભગવાન મહાવીરના જન્મ કલ્યાણકની જગાએ આ દેરાસર બંધાવવામાં આવેલું છે.

## ચિત્ર પ્લેટ ૭૨

**ચિત્ર ૧૩૯** શ્રી કંપિલા નગરી (ફરુક્કાબાદ)નું દેરાસરઃ આ કંપિલા નગરીમાં જૈનોના તેરમા તીર્થંકર શ્રી વિમલનાથના ચાર કલ્યાણક થએલાં છે.

**ચિત્ર ૧૪૦** શ્રી કુલ્પાકજીનું દેરાસરઃ નિઝામ સરકારના કુલ્પાકજી નામના શહેરમાં આ પ્રાચીન દેરાસર આવેલું છે.

## ચિત્ર પ્લેટ ૭૩

**ચિત્ર ૧૪૧** જગતશેઠનું દેરાસર : બંગાળામાં આવેલા મુર્શિદાબાદ શહેરની સામે નદીકિનારે કટગોલા નામના ગામમાં જગપ્રસિદ્ધ જગતશેઠનું બંધાવેલું કસોટીનું જૈન દેરાસર નદીકિનારે વિદ્યમાન છે.

**ચિત્ર ૧૪૨** સપ્તધારાનું દશ્યઃ બિહાર પ્રાંતમાં આવેલા રાજગિર નામના રેલ્વે સ્ટેશનની નજીકમાં જ જૈન શ્વેતાંબર દેરાસર તથા ધર્મશાળા આવેલી છે. ચિત્રમાં શિખરબંધ દેરાસર દેખાય છે. હાલનું આ રાજગિર નામનું ગામડું એક વખત મગધનું પાટનગર હતું અને રાજગૃહીના નામે ઓળખાતું હતું.

## ચિત્ર પ્લેટ ૭૪

**ચિત્ર ૧૪૩** શ્રી બદ્રીદાસ બાબુના દેરાસરના કંપાઉન્ડનું મુખ્ય દ્વાર–કલકત્તા.

**ચિત્ર ૧૪૪** શ્રી બદ્રીદાસ બાબુનું દેરાસર–કલકત્તા.

## ચિત્ર પ્લેટ ૭૫

**ચિત્ર ૧૪૫** શ્રી બદ્રીદાસ બાબુના દેરાસરની ભવ્યતા દર્શાવતું દશ્ય–કલકત્તાઃ કલકત્તાની અંદર

સ્વર્ગસ્થ રાવબહાદુર બદ્રીદાસજી બાબુએ બંધાવેલું આ કાચનું જિનમંદિર જગવિખ્યાત છે, તેઓશ્રીએ લાખો રૂપિયાના ખર્ચે આ આલિશાન ભવ્ય જિનમંદિર બંધાવેલું છે. કલકત્તાની મુલાકાતે આવનાર દરેક પરદેશી મુસાફર આ સુંદર મંદિરની મુલાકાત લઇને આશ્ચર્યમુગ્ધ થાય છે.

**ચિત્ર ૧૪૬** જૈન શ્વેતાંબર દેરાસર. ગુણીયાજીઃ પટના નજીક આવેલ આ સ્થળમાં જૈનોના ચોવીસમાં તીર્થંકર શ્રી મહાવીર સ્વામીના પ્રથમ ગણધર શ્રી ગૌતમસ્વામીનો જન્મ થયો હતો.

## ચિત્ર પ્લેટ ૭૬

**ચિત્ર ૧૪૭** શ્રી જલમંદિરનું સુંદર દશ્ય–પાવાપુરીઃ

**ચિત્ર ૧૪૮** મુખ્ય પ્રવેશદ્વાર સહિતનું જલમંદિરનું દશ્યઃ જગતભરમાં અહિંસા ધર્મનો ઉપદેશ આપનાર અંતિમ તીર્થંકર મહાવીરસ્વામી આ જલમંદિરની જગ્યાએ જ નિર્વાણ પામ્યા હતા–સર્વ કર્મોથી મુક્ત થયા હતા. જલમંદિરની ચારે બાજુ નિર્મળ જલથી ભરેલું સુંદર રમણીય સરોવર છે અને વચ્ચે જવા માટે જૈનોએ બંધાવેલો સુંદર પાકો પૂલ છે.

## ચિત્ર પ્લેટ ૭૭

**ચિત્ર ૧૪૯** સીતાનાળાનો દેખાવ–સમેતશિખરઃ જૈનોના ૨૪ તીર્થંકરો પૈકીના ૨૦ તીર્થંકરો આ પર્વત ઉપર નિર્વાણ પામ્યા છે. આ પર્વત પર ચઢતાં ત્રણ માઇલ પર આ સીતાનાળું આવે છે.

**ચિત્ર ૧૫૦** સમેતશિખર પર્વતનું એક કુદરતી દશ્યઃ આ ચિત્રમાં સમેતશિખર પર્વતની ગીચ ઝાડી દેખાય છે તથા વચમાં યાત્રાળુઓ યાત્રાએ જતાં દેખાય છે.

## ચિત્ર પ્લેટ ૭૮

**ચિત્ર ૧૫૧** સમેતશિખર પર્વતની ટોચ પરનું રમ્ય દશ્ય.

**ચિત્ર ૧૫૨** મુખ્ય મંદિર (જલમંદિર) સમેતશિખરઃ આ પર્વત પર જૈનોના વીસ તીર્થંકરો નિર્વાણ પામેલા હોવાથી, તેઓ જે જે જગાએ નિર્વાણ પામ્યા છે, તે તે સ્થળે તેઓની ચરણપાદુકા સ્થાપેલી છે અને આ જલમંદિરમાં જ માત્ર જિનમૂર્તિઓ સ્થાપન કરેલી છે.

## ચિત્ર પ્લેટ ૭૯

**ચિત્ર ૧૫૩** શ્રી પાર્શ્વનાથ ભગવાનની નિર્વાણભૂમિઃ સમેતશિખર પર્વત પર આ ઊંચામાં ઊંચી ટેકરી છે અને તેના ઉપર જૈનોના ત્રેવીસમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ નિર્વાણ પામેલા છે. આ દેરાસર માઇલો દૂરથી દેખાય છે.

**ચિત્ર ૧૫૪** જૈન દેરાસરો સહિતનું રમ્ય દશ્ય–અચલગઢઃ જગપ્રસિદ્ધ દેલવાડા (આબુ)ના જિનમંદિરોથી થોડા માઇલના અંતરે જ આ અચલગઢનાં જિનમંદિરો આવેલાં છે. તેનું સામુદાયિક દશ્ય અત્રે રજૂ કરેલું છે.

## ચિત્ર પ્લેટ ૮૦

**ચિત્ર ૧૫૫** ધાતુનું પરિકર–પાટણઃ વિદ્વદ્વર્ય મુનિમહારાજ શ્રી પુણ્યવિજયજીના સંગ્રહનું આ પરિકરનું કોતરકામ બહુ જ સુંદર અને કલાપૂર્ણ છે. તેની પાછળના ભાગમાં એક લેખ છે જે આ પ્રમાણે છેઃ

॥८०॥ संवत १६१६ वर्षे। शाके १४८२ प्रवर्त्तमाने चैत्र वदि १२ सोमे अद्येह श्रीपत्तने ढंढेरपाटके श्री श्रीमालज्ञातीय दोसीनाका भा० कसू (पू?) राइ पुत्र दो० पनापुत्री संपू टबकायुतेना दोसी नाकाख्ये न स्वश्रेयोर्थ श्रीपद्मप्रभनाथ बिंबकारित। श्री पूर्णिमापक्षेप्रधानशाखाया भ० श्रीभुवनप्रभसूरि तत्पट्टेभ० श्रीकमलप्रभसूरि। तत्पट्टे श्रीपुण्यप्रभसूरि तत्पट्टे भ० श्रीविद्याप्रभसूरिभि। प्रतिष्ठित। पूज्यमानं चिरंनंदतु॥ शुभंभवतु कारकपूजकयोः मंगलंभलतु॥

**ચિત્ર ૧૫૬** ધાતુનું નાનું દેરાસર: આ નાનું દેરાસર પણ પૂજ્ય શ્રી પુણ્યવિજયજીના સંગ્રહનું છે. આ દેરાસર ચતુર્મુખ જિનનું છે અને તેની નીચેના ભાગમાં આ પ્રમાણેનો લેખ છે:

॥८०॥ स्वस्ति श्री नृपविक्रम संवत् १४६२ वर्षे मार्ग्र वदि ८ रवौ हस्ते साक्षाज्जगच्चन्द्रसदक्षश्चतुर्मुखः प्रासादः श्री संघेन कारितः॥ साधु धर्म्माकेन सुवर्णरूप्यैरलंकारितः॥

**ચિત્ર ૧૫૭** ચાંદીનું સમવસરણ–વડોદરા: વડોદરામાં નરસિંહજીની પોળમાં આવેલા દાદા પાર્શ્વનાથજીના દેરાસરમાં ડાબી બાજુની ઓરડીમાં આ ચાંદીનું સમવસરણ રાખવામાં આવેલું છે. આ સમવસરણ સ્વર્ગસ્થ વડોદરા નરેશ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડના હીરક મહોત્સવ સમયે ભરાએલા પ્રદર્શનના પ્રાચીન કલાવિભાગમાં રજૂ કરવામાં આવ્યું હતું.

## ચિત્ર પ્લેટ ૮૧

**ચિત્ર ૧૫૮** શ્રી જૈન કીર્તિસ્થંભ–ચિતોડગઢ: પંદરમા સૈકામાં બંધાવવામાં આવેલો આ જૈન કીર્તિસ્થંભ પંદરમા સૈકામાં જૈનોની ચિતોડગઢમાંની જાહોજલાલીનો કાંઈક ખ્યાલ આપે છે. ચિત્રની મધ્યમાં જૈનતીર્થંકરની ઊભી મૂર્તિ સ્પષ્ટ દેખાય છે. ઊભી મૂર્તિના બંને હાથો પર કોઈ અજ્ઞાત વ્યક્તિએ સફેદ પટાઓ ચીતરેલા છે. અને તે મૂર્તિના ઉપરના ભાગમાં એક પદ્માસનસ્થ જિનમૂર્તિ છે. તથા તેની ઉપર તો સેંકડોની સંખ્યામાં ચારે બાજુએ ફરતી નાની નાની પદ્માસનસ્થ જિનમૂર્તિઓ કોતરેલી છે.

આ કીર્તિસ્થંભ સિવાય પણ ચિતોડગઢ ઉપર ઘણાં યે જિનમંદિરો જીર્ણ સ્થિતિમાં ઊભેલાં છે. હાલમાં સ્વર્ગસ્થ પૂજ્યપાદ શ્રી વિજયનીતિસૂરીશ્વરજીના ઉપદેશથી તેમાંના કેટલાકનો જીર્ણોદ્ધાર કરવાનું શરૂ થએલું છે.

## ચિત્ર પ્લેટ ૮૨

**ચિત્ર ૧૫૯** લાકડાના કોતરકામવાળો થાંભલો: સુરતના શાહપુર મહોલ્લામાં આવેલા શ્રી ચિંતામણિ પાર્શ્વનાથજીના દેરાસરમાંની ભીંતો ઉપર પણ લાકડા ઉપર સેંકડો ચિત્રો ચીતરેલાં છે અને દેરાસરના ઘણાખરા થાંભલાઓ પણ લાકડાનાં સુંદર કોતરકામવાળા છે, જેમાંથી એકનું અત્રે ચિત્રદર્શન રજૂ કરેલું છે.

**ચિત્ર ૧૬૦** લાકડાનું નાનું ઘર દેરાસર–પાટણ: પાટણના પંડયા અભ્યાસગૃહમાં આ નાનું દેરાસર આવેલું છે. પાટણમાંનું આવું જ એક દેરાસર મુંબાઈના પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમમાં નીચેના ખંડમાં કોઈ ધનલોભી વણિકે વેચેલું છે.

## ચિત્ર પ્લેટ ૮૩

**ચિત્ર ૧૬૧** શ્રી નેમિનાથજીની જાનનું લાકડાનું કોતરકામ-પાટણ: પાટણના મણિયાતી પાડાના જૈન દેરાસરમાં આવેલા લાકડાનાં સુંદર કોતરકામો પૈકીનું આ એક કોતરકામ છે.

**ચિત્ર ૧૬૨** એક સુંદર સ્થાપત્યકામ–ચારૂપ: પાટણથી માત્ર ચાર માઈલ જ દૂર આવેલા ચારૂપ ગામના જૈન દેરાસરનાં દર્શન કરવા હું અમદાવાદમાં ભરાએલા જૈનસાહિત્ય પ્રદર્શનના કામે ગએલો, ત્યારે ગયો હતો. તે વખતે આ પથ્થર કંપાઉંડમાં બીજા પથ્થરો સાથે છૂટો પડેલો મારા જોવામાં આવ્યો હતો. ચિત્રમાં ભૂલથી ચારૂપના બદલે ચાણસ્મા છપાએલ છે.

## ચિત્ર પ્લેટ ૮૪

**ચિત્ર ૧૬૩** લાકડાના કોતરકામવાળી છત–પાટણ: પાટણના ડંખ મહેતાના પાડામાં આવેલા જૈન દેરાસરના રંગમંડપમાં આ છત આવેલી છે. ચિત્રમાં છતની આગળના ભાગમાં આડા જે લોખંડના

સળિયા દેખાય છે, તે જૈનોના ધાર્મિક તહેવારના દિવસોમાં રોશની માટે ઉપયોગમાં લેવામાં આવતી હાંડીઓ તથા ઝુમ્મરો લટકાવવા માટે ઉપયોગમાં લેવામાં આવે છે.

**ચિત્ર ૧૬૪** શ્રી જૈન દેરાસર–ચારૂપ : પાટણથી ચાર માઈલ દૂર આવેલ આ દેરાસર જૂનું થઈ જવાથી જીર્ણોદ્ધારના નામે ફરીથી નવું જ બનાવવામાં આવેલું છે.

### ચિત્ર પ્લેટ ૮૫

**ચિત્ર ૧૬૫** શ્રી અજિતનાથનું દેરાસર–તારંગા : ગુર્જરેશ્વર કુમારપાલે બંધાવેલ આ ગગનચુંબી જિનમંદિરનું વિસ્તૃત વર્ણન ભારત સરકારના પુરાતન સંશોધન ખાતાના વોલ્યુમ XXXIIના ૧૧૪થી ૧૧૬ પૃષ્ઠમાં આપવામાં આવેલું છે.

### ચિત્ર પ્લેટ ૮૬

**ચિત્ર ૧૬૬** દક્ષિણ બાજુનાં સ્થાપત્યકામો–તારંગા : ઉપરોક્ત જિનમંદિરની દક્ષિણ બાજુનો ભાગ આ ચિત્રમાં રજૂ કરેલો છે.

**ચિત્ર ૧૬૭** શ્રી અજિતનાથના દેરાસરનો પાછળનો દેખાવ–તારંગા : ચિત્ર ૧૬૫વાળા દેરાસરનો નીચેનો અમુક જ ભાગ આ ચિત્રમાં રજુ કરેલો છે. ચિત્રમાંની જાળીઓ અમદાવાદના બાદશાહી સ્થાપત્યકામોની જાળીઓ સાથે આબેહૂબ મળતી આવે છે. પરંતુ આ જાળીઓ તો અમદાવાદની જ્યારે હયાતી પણ ન હતી તે સમયની છે; કારણકે આ દેરાસર ગુર્જરેશ્વર કુમારપાલે બંધાવેલું છે.

### ચિત્ર પ્લેટ ૮૭

**ચિત્ર ૧૬૮** તારંગાના સુંદર શિલ્પસ્થાપત્યનો નમૂનો : તારંગાના ઉપરોક્ત જિનમંદિરની બહારની બાજુના એક ભાગનાં સ્થાપત્યકામો અત્રે રજૂ કરેલાં છે. વડોદરા રાજ્યના પુરાતન સંશોધન ખાતા તરફથી લીધેલા આ ચિત્રમાં બધાં યે શિલ્પો સ્પષ્ટ નથી.

### ચિત્ર પ્લેટ ૮૮

**ચિત્ર ૧૬૯** તારંગાના શિલ્પસ્થાપત્યનું બીજું દર્શન.

### ચિત્ર પ્લેટ ૮૯

**ચિત્ર ૧૭૦** બીજી એક બાજુનાં સ્થાપત્યકામો–તારંગા.

### ચિત્ર પ્લેટ ૯૦

**ચિત્ર ૧૭૧** થોડાં વધુ સ્થાપત્યકામો–તારંગા.

### ચિત્ર પ્લેટ ૯૧

**ચિત્ર ૧૭૨** શ્રી સોમનાથના મંદિરનો એક ભાગ–પ્રભાસપાટણ.

**ચિત્ર ૧૭૩** સોમનાથના મંદિરનો બીજો ભાગ–પ્રભાસપાટણ.

### ચિત્ર પ્લેટ ૯૨

**ચિત્ર ૧૭૪** સોમનાથના મંદિરનો ત્રીજો ભાગ–પ્રભાસપાટણ.

**ચિત્ર ૧૭૫** શ્રી અજારાપાર્શ્વનાથજીનું દેરાસર–અજારા.

### ચિત્ર પ્લેટ ૯૩

**ચિત્ર ૧૭૬** સુંદર કોતરકામવાળો થાંભલો–અજારા.

**ચિત્ર ૧૭૭** ચિત્ર ૧૭૬વાળા થાંભલાની બીજી બાજુ.

આ સુંદર થાંભલો કેટલાંયે વર્ષોથી અજારા ગામની ભાગોળે પડેલો છે.

ચિત્ર પ્લેટ ૯૪

ચિત્ર ૧૭૮ શ્રી હીરવિજયસૂરિજીની નિર્વાણભૂમિ-ઊના નજીક.

ચિત્ર ૧૭૯ સોમનાથના મંદિરને અંદરને ભાગ-પ્રભાસપાટણ.

ચિત્ર પ્લેટ ૯૫

ચિત્ર ૧૮૦ સોમનાથના મંદિરનાં કેટલાંક શિલ્પ-પ્રભાસપાટણ.

ચિત્ર ૧૮૧ શ્રી અજયપાલને ચોરા-અજારા.

ચિત્ર પ્લેટ ૯૬

ચિત્ર ૧૮૨ સોમનાથના મંદિરનું પ્રવેશદ્વાર-પ્રભાસપાટણ.

ચિત્ર ૧૮૩ શ્રી પ્રભાસપાટણનાં જૈન દેરાસરોનું સામુદાયિક દશ્ય-પ્રભાસપાટણ.

ચિત્ર પ્લેટ ૯૭

ચિત્ર ૧૮૪ શ્રી ચંદ્રપ્રભુના દેરાસરનું પ્રવેશદ્વાર-પ્રભાસપાટણ.

ચિત્ર ૧૮૫ સ્થાપત્ય કામવાળા થાંભલાઓ-પ્રભાસપાટણ.

ઉપરોક્ત દેરાસરના આ થાંભલાઓ બારમા સૈકાના હોય તેમ લાગે છે.

ચિત્ર પ્લેટ ૯૮

ચિત્ર ૧૮૬ પ્રાચીન સ્થાપત્યવાળા થાંભલા-ઉપરકોટ (જૂનાગઢ).

ચિત્ર ૧૮૭ પ્રાચીન સ્થાપત્યકામો-ઉપરકોટ (જૂનાગઢ).

ચિત્ર પ્લેટ ૯૯

ચિત્ર ૧૮૮ કોતરેલી જિનમૂર્તિ-ઉપરકોટ (જૂનાગઢ).

ચિત્ર ૧૮૯ મેરકવશીની ટૂકના મુખ્ય દેરાસરનું પ્રવેશદ્વાર-ગિરનાર.

ચિત્ર પ્લેટ ૧૦૦

ચિત્ર ૧૯૦ પ્રાચીન શિલ્પનો નમૂનો-ઉપરકોટ.

ચિત્ર ૧૯૧ શિલાઓમાંથી કોરી કાઢેલી વાવ-ઉપરકોટ.

ચિત્ર પ્લેટ ૧૦૧

ચિત્ર ૧૯૨ ગિરનાર પર્વતનું પ્રવેશદ્વાર-જૂનાગઢ.

ચિત્ર ૧૯૩ શ્રી નેમિનાથજીનું દેરાસર-ગિરનાર.

ચિત્ર પ્લેટ ૧૦૨

ચિત્ર ૧૯૪ કુમારપાલની ટૂક-ગિરનાર.

ચિત્ર ૧૯૫ મેરકવશીની ટૂક પરના મંદિરમાંની એક છત-ગિરનાર.

ચિત્ર પ્લેટ ૧૦૩

ચિત્ર ૧૯૬ શ્રી મેરકવશીની ટૂક-ગિરનાર.

ચિત્ર ૧૯૭ મેરકવશીની ટૂક પરના મંદિરમાંની બીજી છત-ગિરનાર.

ચિત્ર પ્લેટ ૧૦૪

ચિત્ર ૧૯૮ બીજી કોતરેલી જિનમૂર્તિ-ઉપરકોટ.

ચિત્ર ૧૯૯ મેરકવશીની ટૂકની ત્રીજી છત-ગિરનાર.

### ચિત્ર પ્લેટ ૧૦૫

ચિત્ર ૨૦૦ શાંતિનાથના દેરાસરનું પાર્શ્વદર્શન–ગિરનાર.

મેરકવશીની ટૂકમાં જમણી બાજુની ભમતીમાં આ દેરાસર આવેલું છે.

ચિત્ર ૨૦૧ શ્રી વસ્તુપાલના દેરાસરનો મંડોવર–ગિરનાર.

### ચિત્ર પ્લેટ ૧૦૬

ચિત્ર ૨૦૨ શ્રી વસ્તુપાલના દેરાસરની છત–ગિરનાર.

ચિત્ર ૨૦૩ શ્રી શાંતિનાથજીના દેરાસરની છત–ગિરનાર.

ઉપરોક્ત ચિત્ર ૨૦૦વાળા દેરાસરની આ છત છે.

### ચિત્ર પ્લેટ ૧૦૭

ચિત્ર ૨૦૪ વસ્તુપાલની ટૂકનો પશ્ચિમ ભાગ: ગિરનાર.

ચિત્ર ૨૦૫ પાંચ પાંડવની દેરીનું પૃષ્ઠદર્શન: શત્રુંજય.

### ચિત્ર પ્લેટ ૧૦૮

ચિત્ર ૨૦૬ શ્રી સંપ્રતિ મહારાજની ટૂક: ગિરનાર.

ચિત્ર ૨૦૭ શ્રી સંપ્રતિની ટૂકની જાળીઓનું શિલ્પ: ગિરનાર.

### ચિત્ર પ્લેટ ૧૦૯

ચિત્ર ૨૦૮ સંપ્રતિની ટૂકની પશ્ચિમ બાજુનો દેખાવ: ગિરનાર.

ચિત્ર ૨૦૬, ૨૦૭ તથા ૨૦૮નાં સ્થાપત્યો ગુજરાતની તેરમા સૈકાની સ્થાપત્યકળાના નમૂના છે.

ચિત્ર ૨૦૯ સહસાવનના રસ્તેથી મૂળ નાયકની ટૂકનો દેખાવ: ગિરનાર.

### ચિત્ર પ્લેટ ૧૧૦

ચિત્ર ૨૧૦ શ્રી રહનેમિની ટૂક: ગિરનાર.

ચિત્ર ૨૧૧ શ્રી અંબિકાજીની ટૂક: ગિરનાર.

### ચિત્ર પ્લેટ ૧૧૧

ચિત્ર ૨૧૨ શ્રી અંબિકાજીની ટૂકમાંની એક છત: ગિરનાર.

ચિત્ર ૨૧૩ કુમારપાલની ટૂકમાંની એક છત: ગિરનાર.

### ચિત્ર પ્લેટ ૧૧૨

ચિત્ર ૨૧૪ શ્રી ગિરનારજીનાં જૈન મંદિરોનું સામુદાયિક દૃશ્ય.

ચિત્ર ૨૧૫ શ્રી ગિરનાર પર્વત પરનાં જૈન મંદિરો.

### ચિત્ર પ્લેટ ૧૧૩

ચિત્ર ૨૧૬ શ્રી ગિરનારજીનાં જૈન મંદિરો.

ચિત્ર ૨૧૭ શ્રી ગિરનાર પર્વત પરનાં જૈન દેરાસરો–ગિરનાર.

### ચિત્ર પ્લેટ ૧૧૪

ચિત્ર ૨૧૮ શ્રી શત્રુંજય પર્વત અને પાલીતાણા શહેર.

ચિત્ર ૨૧૯ લાકડાના દેરાસરની છત–પાલીતાણા ગુરુકુલ.

ચિત્ર પ્લેટ ૧૧૫

ચિત્ર ૨૨૦ સહસાગ્રવન–ગિરનાર.

ચિત્ર ૨૨૧ લાકડાનું જૈન દેરાસર–પાલીતાણા.

ચિત્ર પ્લેટ ૧૧૬

ચિત્ર ૨૨૨ જયતલેટી–શત્રુંજય.

ચિત્ર ૨૨૩ શ્રી પૂન્યજીની ટૂક–શત્રુંજય.

ચિત્ર પ્લેટ ૧૧૭

ચિત્ર ૨૨૪–૨૨૫ બાબુનું દેરાસર–શત્રુંજય પરથી.

ચિત્ર પ્લેટ ૧૧૮

ચિત્ર ૨૨૬ જયતલેટી–શત્રુંજય.

ચિત્ર ૨૨૭ નવટૂકના રસ્તે–શત્રુંજય.

ચિત્ર પ્લેટ ૧૧૯

ચિત્ર ૨૨૮ શ્રી પદ્માવતીદેવીની દેરી–શત્રુંજય: શત્રુંજય પર્વત પરના છાલા કુંડના વિસામાની જમણી બાજુ પર આવેલી ઊંચી ટેકરી પર શ્રી પૂન્યજીની ટૂકમાં આ દેરી આવેલી છે. સ્થાન ઘણું રમણીય છે.

ચિત્ર ૨૨૯ શ્રી ચૌમુખજીની ટૂકનાં શિખરો–શત્રુંજય.

ચિત્ર પ્લેટ ૧૨૦

ચિત્ર ૨૩૦ નવટૂકના રસ્તે–શત્રુંજય.

ચિત્ર ૨૩૧ નવટૂકના રસ્તે–શત્રુંજય.

ચિત્ર પ્લેટ ૧૨૧

ચિત્ર ૨૩૨ શત્રુંજય પરનાં જૈન મંદિરોનો નકશો: આ નકશો ભારત સરકારનાં પુરાતન સંશોધન ખાતા તરફથી મને પ્રસિદ્ધિ માટે મળેલો છે.

ચિત્ર પ્લેટ ૧૨૨

ચિત્ર ૨૩૩ સંપ્રતિના દેરાસરની બાજુનો ભાગ–શત્રુંજય: સંપ્રતિના દેરાસરના નામથી ઓળખાતા દેરાસરનું આ પાર્શ્વદર્શન છે.

ચિત્ર ૨૩૪ ચૌમુખજીની ટૂકનો એક ભાગ–શત્રુંજય.

ચિત્ર પ્લેટ ૧૨૩

ચિત્ર ૨૩૫ બાલાભાઈ મોદીની ટૂકનું સ્થાપત્યકામ–શત્રુંજય.

ચિત્ર ૨૩૬ ચૌમુખજીની ટૂકના થાંભલાઓનું સુંદર સ્થાપત્યકામ–શત્રુંજય.

ચિત્ર પ્લેટ ૧૨૪

ચિત્ર ૨૩૭ પાંડવોની દેરીનો થાંભલો–શત્રુંજય.

ચિત્ર ૨૩૮ પાંડવોની દેરી–શત્રુંજય: શત્રુંજય પર્વત પર આવેલી ચૌમુખજીની ટૂકની પાછળ આવેલી પાંડવોની દેરીના નામથી ઓળખાતી દેરીનાં આ બે ચિત્રદર્શન છે.

ચિત્ર પ્લેટ ૧૨૫

ચિત્ર ૨૩૯ શ્રી ઉજમફોઈની ટૂક–શત્રુંજય.

ચિત્ર ૨૪૦ શેઠ હેમાભાઈની ટૂક–શત્રુંજય: આ બંને ટૂકો શત્રુંજયની નવ ટૂકો પૈકીની છે.

## ચિત્ર પ્લેટ ૧૨૬

ચિત્ર ૨૪૧ મોતીશા શેઠની ટૂક–શત્રુંજય.

ચિત્ર ૨૪૨ મોતીશાની ટૂકનું મુખ્ય દેરાસર–શત્રુંજય: આ ટૂક રામપોળમાં પેસતાં જમણા હાથ તરફ પહેલવહેલી આવે છે.

## ચિત્ર પ્લેટ ૧૨૭

ચિત્ર ૨૪૩ મૂળ નાયકની ટૂકનો એક ભાગ–શત્રુંજય.

ચિત્ર ૨૪૪ મોદીની ટૂકનું મુખ્ય દેરાસર–શત્રુંજય: આ દેરાસર પણ નવ ટૂકો પૈકીની એક ટૂકનું મુખ્ય દેરાસર છે.

## ચિત્ર પ્લેટ ૧૨૮

ચિત્ર ૨૪૫ શત્રુંજય પર્વત પરનાં જૈન મંદિરો.

ચિત્ર ૨૪૬ મોદીની ટૂકની એક શિલ્પાકૃતિ.

## ચિત્ર પ્લેટ ૧૨૯

ચિત્ર ૨૪૭ મોદીની ટૂકનો જમણી બાજુનો ગોખલો–શત્રુંજય.

ચિત્ર ૨૪૮ મોદીની ટૂકનો ડાબી બાજુનો ગોખલો–શત્રુંજય: શત્રુંજય પર્વત પર આવા સુંદર સ્થાપત્યકામો બહુ જ ઓછાં છે.

## ચિત્ર પ્લેટ ૧૩૦

ચિત્ર ૨૪૯ શ્રી વિમલવસહીની ટૂકનો અંદરનો ભાગ–શત્રુંજય.

ચિત્ર ૨૫૦ શેત્રુંજી નદીનો એક દેખાવ–શત્રુંજય.

## ચિત્ર પ્લેટ ૧૩૧

ચિત્ર ૨૫૧ શ્રી નેમિનાથની ચોરીની છત–શત્રુંજય: આ છત પણ વિમલવસહીની ટૂકની અંદરના ભાગમાં નેમિનાથની ચોરી નામની જગ્યા છે ત્યાં આવેલ છે. શિલ્પીએ આ છતમાં નેમિનાથ ભગવાનનાં પાંચે કલ્યાણકો રજૂ કરેલાં છે.

ચિત્ર ૨૫૨ શ્રી કુમારપાલની ટૂકનો બહારનો દેખાવ–શત્રુંજય: શત્રુંજય પરનાં મધ્યકાલીન સ્થાપત્યકામો પૈકીનાં આ સ્થાપત્યકામો છે.

## ચિત્ર પ્લેટ ૧૩૨

ચિત્ર ૨૫૩ શ્રી ઘેટીની પાગનો બહારનો ભાગ–શત્રુંજય: તાજેતરમાં શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીએ આ દેરીનો સુંદર રીતે જીર્ણોદ્ધાર કરાવેલો છે. ચિત્રમાં પ્રભુસ્તુતિ કરતી બધી વ્યક્તિઓ આ પુસ્તકના સંપાદકના કુટુંબ પૈકીની છે.

ચિત્ર ૨૫૪ શ્રી ચાંદીનો રથ–શત્રુંજય: જૈનોના આ રથનો જલયાત્રાના વરઘોડામાં તથા જૈન તીર્થંકરોના કલ્યાણક મહોત્સવના વરઘોડામાં ખાસ ઉપયોગ કરવામાં આવે છે.

## ચિત્ર પ્લેટ ૧૩૩

ચિત્ર ૨૫૫ મુખ્ય દેરાસરની ડાબી બાજુનું સ્થાપત્ય. શત્રુંજય પર આવેલા મૂળનાયકના દેરાસરની ડાબી બાજુ આવેલા દેરાસરની ભીંતમાં આવેલ બ્રહ્મા તથા હાથમાં ધનુષ્યબાણ પકડીને ઊભી રહેલી શિકારી સ્ત્રીની આ આકૃતિ ઘણી જ ભાવવાહી છે. આવી જ જાતની શિકારી સ્ત્રીની

આકૃતિ જેસલમીરના કિલ્લા પરના શાંતિનાથજીના મંદિરના મંડોવરમાં કોતરેલી છે.

**ચિત્ર ૨૫૬** રાયણ પગલાં–શત્રુંજય: મૂળનાયકના દેરાસરની પાછળના ભાગમાં આવેલી આ દેરી અમદાવાદના શેઠ દલપતભાઈ ભગુભાઇએ બંધાવેલી છે. તેની અંદર મૂળનાયક ભગવાનની ચરણુ પાદુકા જોડ આવેલી છે.

## ચિત્ર પ્લેટ ૧૩૪

**ચિત્ર ૨૫૭** મુખ્ય દેરાસરની જમણી બાજુનું દશ્ય: શત્રુંજય પરના મૂળનાયકના મુખ્ય દેરાસરની જમણી બાજુની સુંદર સ્થાપત્યકામવાળી આ કમાન લગભગ બારમા સૈકાનાં સ્થાપત્યકામોને મળતી આવે છે.

**ચિત્ર ૨૫૮** મુખ્ય દેરાસરની જમણી બાજુના થાંભલાનું શિલ્પ–શત્રુંજયઃ થાંભલાની આ શિલ્પાકૃતિઓ પણ બારમા સૈકાની હોય તેમ લાગે છે.

## ચિત્ર પ્લેટ ૧૩૫

**ચિત્ર ૨૫૯** મુખ્ય દેરાસરની જમણી બાજુનું તોરણ–શત્રુંજય.

**ચિત્ર ૨૬૦** મુખ્ય દેરાસરના પ્રવેશદ્વારની જમણી બાજુનું સ્થાપત્ય–શત્રુંજયઃ આ બંને સ્થાપત્યો પણ આ દેરાસર બારમા સૈકામાં બાહડ મંત્રીએ કરાવેલા ઉદ્ધાર સમયનાં હોય તેમ લાગે છે.

## ચિત્ર પ્લેટ ૧૩૬

**ચિત્ર ૨૬૧** મુખ્ય દેરાસરની આગળનું ચાંદીનું દેરાસર–શત્રુંજયઃ આ ચાંદીનું દેરાસર મૂળનાયકના મુખ્ય દેરાસરમાં પેસવાના પ્રવેશદ્વારની આગળ આવેલા ચૉકમાં આવેલું છે. યાત્રાળુઓ સ્નાત્ર-પૂજા વગેરે ભણાવતી વખતે સિંહાસન પર ધાતુની પ્રતિમા સ્થાપન કરે છે. આ ચૉક પર બાંધેલા મંડપમાં જડેલા કાચ બહુ જ બેહૂદા લાગે છે અને આ મંડપને લીધે મુખ્ય દેરાસરનું સ્થાપત્ય-કામ ઢંકાઈ જાય છે.

**ચિત્ર ૨૬૨** ઘેટીની પાગાની દેરી–શત્રુંજયઃ આ ચિત્રમાં ઘેટીની દેરીનું પ્રવેશદ્વાર વગેરે સ્પષ્ટ દેખાય છે.

## ચિત્ર પ્લેટ ૧૩૭

**ચિત્ર ૨૬૩** શેત્રુંજી નદીનો બીજો દેખાવ–શત્રુંજય.

**ચિત્ર ૨૬૪** શ્રી કદંબગિરિની નીચેનું દેરાસર–કદંબગિરિઃ શત્રુંજય પર્વતને ફરતી બાર ગાઉની પ્રદક્ષિણામાં બોદાનાનેસ નામનું ગામ આવે છે. તેની નજીકમાં જ આ પર્વત આવેલો છે. આ દેરાસર તથા ચિત્ર ૨૬૫ તથા ૨૬૬ વાળાં દેરાસરો આધુનિક જ છે અને તે તપાગચ્છાચાર્ય શ્રી વિજયનેમિસૂરિજીના ઉપદેશથી બંધાએલાં છે. આ તીર્થનો વહીવટ શેઠ જિનદાસ ધરમદાસની પેઢી કરે છે.

## ચિત્ર પ્લેટ ૧૩૮

**ચિત્ર ૨૬૫** શ્રી કદંબગિરિની ઉપરનું દેરાસર.

**ચિત્ર ૨૬૬** શ્રી શત્રુંજયાવતાર–કદંબગિરિઃ કદંબગિરિ પર નાના સ્વરૂપમાં આબેહૂબ શત્રુંજયની રજુઆત કરવાનો પ્રયત્ન કરવામાં આવેલ છે.

## ચિત્ર પ્લેટ ૧૩૯

**ચિત્ર ૨૬૭** શ્રી તાલધ્વજગિરિ–તળાજાઃ ભાવનગરથી તળાજા સુધી ભાવનગર સ્ટેટ રેલ્વેનો એક ફાંટો જાય છે. તળાજા રેલ્વે સ્ટેશનની નજીકમાં જ જૈન ધર્મશાળા તથા આ ચિત્રમાં રજૂ કરેલ તાલધ્વજગિરિ આવેલો છે.

ચિત્ર ૨૬૮ શ્રી તાલધ્વજગિરિનું મુખ્ય દેરાસર–તળાજા: તાલધ્વજગિરિના મુખ્ય દેરાસરનું આ દૃશ્ય ઉપરની ટૂક પરથી લીધેલું છે.

## ચિત્ર પ્લેટ ૧૪૦

ચિત્ર ૨૬૯ શ્રી તાલધ્વજગિરિની ઉપરની ટૂકનું દેરાસર–તળાજા: શ્રી તાલધ્વજગિરિના આ દેરાસરો પણ તપગચ્છાચાર્ય શ્રી વિજયનેમિસૂરિજીના ઉપદેશથી બંધાએલાં છે. આ તીર્થનો વહીવટ તળાજા ગામના જૈનોની કમિટી કરે છે.

ચિત્ર ૨૭૦ શ્રી પાર્શ્વનાથજી: ભાવનગર શહેરની મધ્યમાં આવેલા શ્રી ગોડીજી પાર્શ્વનાથના દેરાસરમાંની સુંદર મૂર્તિઓનું ચિત્રદર્શન અત્રે રજૂ કરેલું છે.

ચિત્ર ૨૭૧ દાદાસાહેબનું દેરાસર: ભાવનગરનું દાદાસાહેબનું આ દેરાસર ભાવનગરનાં જૈન દેરાસરો પૈકી સૌથી વિશાલ અને સુશોભિત છે.

## ચિત્ર પ્લેટ ૧૪૧

ચિત્ર ૨૭૨ ચોરીવાલા દેરાસરનો આગળનો દેખાવ–જામનગર.

ચિત્ર ૨૭૩ ચોરીવાલા દેરાસરના પાછળનો દેખાવ–જામનગર: આ દેરાસર સત્તરમા સૈકામાં બંધાવવામાં આવેલ છે. આ જિનાલયની કળાયુક્ત બાંધણી અને વિશાલતાની પ્રશંસા ઘણા પરદેશી વિદ્વાનોએ તથા ભારતીય શિલ્પપ્રેમીઓએ કરેલી છે. આ દેરાસર તથા જામનગરનાં બીજાં દેરાસરોના ઇતિહાસ માટે 'જૈન' રૌપ્ય મહોત્સવ અંકમાં 'જૈનદૃષ્ટિએ જામનગર'નામનો લેખ જોવા વાચકોને ભલામણ છે.

## ચિત્ર પ્લેટ ૧૪૨

ચિત્ર ૨૭૪–૨૭૫–૨૭૬ ખંભાતની જુમામસ્જિદમાંના જૈન શિલ્પો–ખંભાત: આ ત્રણે ચિત્રો મને આચાર્ય મહારાજ શ્રી વિજયલાવણ્યસૂરિજી તરફથી પ્રસિદ્ધિ અર્થે મળેલાં છે.